# આપણા દેશના મહાન પુરુષોની

# ઐતિહાસિક વાતો.




લેખિકા
દિવાળીબાઈ રાઠોડ.

કિંમત-૪ આના

॥ ॐ ॥

# આપણા દેશના મહાન પુરુષોની ઐતિહાસિક વાતો



લેખિકા

દિવાળીબાઈ ઝીણાભાઈ રાઠોડ,

મુખ્ય શિક્ષિકા

મ્યુનિ. શેઠ પેરાજ પદમસી લોહાણા ગુજરાતી કન્યાશાળા, મુંબઈ.



નિવેદન

શ્રી. આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ,

આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, મુંબઈ.



પ્રકાશક

કેશવ ભિકાજી ઢવળે, ગીરગામ, મુંબઈ.



સંવત ૧૯૮૭. અનંત ચતુર્દશી. સને ૧૯૩૧.

કિમ્મત ૪ આના.

પ્રકાશક—કેશવ ભિકાજી ઢવળે,
રામચંદ્ર બિલ્ડીંગ, ગીરગામ,
મુંબઈ. નં. ૪.

ગુજરાતી ભાષા બોલનારાં
વહાલાં બાળકોને
અર્પણ.



મુદ્રક—એસ. વ્હી. પરૂળેકર, મુંબઈ વૈભવ પ્રેસ,
સર્વંટસ ઑફ ઈંડિયા સોસાયટીઝ બિલ્ડીંગ,
સૅંડહર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઈ.

# બે બોલ

આ નાનકડા પુસ્તક વિષે "પ્રસ્તાવના" કે "બે બોલ" તે શા લખવાના હોય ? પણ પુસ્તકનું નામ અને તેમાં જણાવેલી બીનાના સંબંધમાં સમજફેર ના થઈ જાય તેટલા માટેજ ઉલ્લેખ કરવો પડ્યો છે.

ઇતિહાસને માટે એમ મનાતું આવ્યું છે, કે જેમાં રાજાઓની વંશાવળી, તેમની ખુનખાર લડાઇઓની કે રાજ્યની ઉથલપાથલની વાતો આવે તેજ ઇતિહાસ કહેવાય.

વળી કાળક્રમે તેમાં ફેરફાર થવા લાગ્યો. અને રાજસત્તાની સાથે પ્રજાતત્વ ભળવા માંડ્યું, તેથી પ્રજા રાજકાજમાં ભાગ લેવા લાગી. આથી રાજા અને પ્રજાનો હેવાલ ઇતિહાસ ગણાવા લાગ્યો.

ઇતિહાસને માટે ઉપર જણાવેલી માન્યતા સંકુચિત છે. કારણ કે પરાક્રમ કંઈ એકલી રણભૂમિમાંજ બતાવી શકાતું નથી! આપણા દેશની પ્રાચીન અર્વાચીન સ્ત્રીપુરુષોની એવી અનેક મહાન વ્યક્તિઓ છે, કે જેમાંની કેટલીકે રણાંગણમાં અને કેટલીકે તો રણમેદાનમાં ઘુમ્યા વગર તથા લડાયક હથિઆરો વાપર્યા વગર દેશમાં પરિવર્તન કરી શાંતિ સ્થાપવામાં અને પ્રજાને સુખી બનાવવામાં, પોતાના તરફનો ઘણો ફાળો આપ્યો છે.

ત્રેતાયુગમાં શ્રીરામચંદ્રે સ્વપરાક્રમથી ભારતવર્ષને ઉત્તરદક્ષિણ ભાગોથી એક કર્યો. તેમાં વસતા લોકોમાંથી આર્યઅનાર્યનો ભેદ ટાળી તેમની વચ્ચે સંપ કરાવ્યો અને એક બીજાને સાથે ભેળવ્યા. પણ તે બધામાં ઉત્સાહ આપનાર, તે સઘળાની જરૂરીયાત સમજાવનાર તો ઋષિ વિશ્વામિત્ર હતા.

દ્વાપરયુગમાં મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણ ભગવાને કયાં હથિયાર ઝાલ્યાં હતાં ? તો પણ તે યુદ્ધના સઘળા પરિણામનો આધાર એમનીજ અગાધ શક્તિ ઉપર હતો.

મહાત્મા ગૌત્તમબુદ્ધ કયાં રણમેદાને ઉતર્યા હતા ? માત્ર દેશની શાંતિ અને પ્રાણી માત્રના કલ્યાણને માટેજ તેઓ ઘરસંસાર અને રાજના સુખવૈભવો તજી સાધુ બન્યા હતા.

મૌર્યવંશ સ્થાપનાર ચંદ્રગુપ્ત હતા. પણ તેમને યશ અપાવનાર તો તીવ્ર બુદ્ધિશાળી ચાણાક્ય હતા.

છત્રપતિ શિવાજી મહારાજે પરધર્મી અને પરદેશી રાજાની સત્તા નીચે વસતી મહારાષ્ટ્રની હિંદુ પ્રજામાં " સ્વતંત્ર મરાઠા રાજ્ય " સ્થાપ્યું હતું. પણ તેમના સલાહકાર જો સમર્થ રામદાસ સ્વામી ન હોત, તો એ ૧૯ વર્ષનો બાળક શું કરી શક્યો હોત! એ કદાચ એક પ્રશ્નજ ગણાત.

વનરાજ અને સિદ્ધરાજનું બાળપણ કેળવનાર, તેમને રાજાનો ધર્મ સમજાવનાર રાણી રૂપસુંદરી અને રાણી મયણુલ્લદેવીએ કંઈ ઓછી ચતુરાઈ વાપરી છે ?

આજે યુરોપમાં રાજસત્તાને માટે લાખો અને કરોડોના, સંહાર કરનાર અસ્ત્રશસ્ત્ર વૈજ્ઞાનિક શોધોથી તૈયાર થતાં જાય છે, તેમની લોહીની નીકો વહેવડાવતી લડાઇઓ પણ આપણે જાણીએ છીએ. તેવા સમયમાં મહાત્મા ગાંધીજી " અહિંસા અને અનાયુધ " નો પ્રયોગ કરી બતાવી, જગતને આશ્ચર્યમાં નાખી રહ્યા છે !

આ રીતે જે જે રાજાઓએ, જે જે સ્ત્રીપુરુષોએ અને જે જે સાધુ-સંતોએ દેશની શાંતિ માટે અને લોકોના કલ્યાણને માટે પ્રયત્ન કર્યાં હોય, " તે સઘળાઓ મહાન ગણાય, તેમજ દેશનો ઇતિહાસ ઘડનાર કહેવાય. " તેથી આ પુસ્તકનું નામ **આપણા દેશના મહાન પુરુષોની ઐતિહાસિક વાતો રાખ્યું છે. અને આપણા દેશનું સ્વરૂપ નાનાં બાળકોની દૃષ્ટિ સન્મુખ રહે તેટલા ખાતરજ મુખપૃષ્ઠ ઉપર આપણા દેશને મૂક્યો છે.**

આ પુસ્તક લખવા માટે લખ્યું નથી. તે લખવાની મારી શક્તિ પણ નથી. માત્ર ઘરમાં અને શાળામાં બાળકો સાથે વાતો કરૂં તેજ અહિંઆં ઉતારી છે. દોષો અનેક હશે. વાચકગણ સારૂં ગ્રહણ કરશે અને ખોટું તજી દેશે, એજ અભ્યર્થના છે ! !

અનંત ચતુર્દશી
વિ. સં. ૧૯૮૭. } **દિવાળીબાઈ ઝીણાભાઈ રાઠોડ.**

# નિવેદન.

મુંબઈની પ્રાથમિક શાળા માટે મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટિએ નવો અભ્યાસક્રમ તૈયાર કર્યો છે. તે અનુસાર ધોરણ બીજા તથા ત્રીજામાં હિન્દી ઐતિહાસિક પુરુષોની વાતો તથા ગુજરાત અને મહારાષ્ટ્રના ઈતિહાસને લગતી વાતો શીખવવા નક્કી કર્યું છે. આ ધોરણમાં શીખતાં નાનાં બાળકો સારૂ, યોગ્ય પુસ્તક આ વિષય માટે નથી. તેની ખોટ "આપણા દેશના મહાન પુરુષોની ઐતિહાસિક વાતો" નામનું નાનકડું પુસ્તક ગં. સ્વ. દિવાળીબ્હેન ઝીણાભાઈ રાઠોડે તૈયાર કરી પૂરી પાડી છે. પુસ્તકની રચના અભ્યાસક્રમ લક્ષમાં રાખી કરવામાં આવી છે. તથા વાતો બાળકોને આનંદ પડે તેવી રસિક બનાવવા પ્રયાસ કરવામાં આવ્યો છે.

લેખિકા બ્હેને બાળકો સમક્ષ કઈ વસ્તુ, કેવા રૂપમાં, કેવી રીતે મૂકવી, તેના લાંબા સમયના અનુભવનો લાભ આ પુસ્તકમાં વાતોની રચનામાં આપ્યો છે. અને તેથી પુસ્તક શિક્ષકો તથા શિષ્યોને જરૂર ઉપયોગી થઇ પડશે.

આ વાતની વધુ માહિતી માટે જરૂરી ચિત્રો મૂકવામાં આવ્યાં છે, જેથી પુસ્તક વધુ આકર્ષક તથા ઉપયોગી નીવડશે.

મુંબઈ. } આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ,
તા. ૧૩-૯-૧૯૩૧ } આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મુંબઈ.

# આપણા દેશના મહાન પુરુષોની ઐતિહાસિક વાતો

## અનુક્રમણિકા



:o:

# પહેલો ખંડ



## શ્રીરામ





**શ્રીરામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી.**

આપણા દેશની ઉત્તરે આયોધ્યા નામે શહેરમાં, હજારો વર્ષ પહેલાં દશરથ નામે રાજા રાજ કરતા હતા. તેમને ત્રણ રાણીઓ હતી. તેમાં કૌશલ્યા નામની રાણીના પુત્ર શ્રીરામ હતા. આ રામજી નાના હતા ત્યારે તેમણે ચંદ્રમા માગ્યો હતો, એ વાત તમે પાઠમાં શીખી ગયાં છો.

શ્રીરામને બે ઓરમાન માતા હતી. એક સુમિત્રા અને બીજી કૈકેયી. તેમાં સુમિત્રાને લક્ષ્મણ અને શત્રુઘ્ન તથા કૈકેયીને ભરત નામે પુત્ર હતો. તેથી શ્રીરામના લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન ઓરમાન ભાઇ થતા હતા.

એ સમયે આપણા દેશમાં ઋષિમુનીઓના આશ્રમો બહુ હતા. રાક્ષસોનો જુલમ પણ બહુ હતો. રાક્ષસો તો બહુજ કપટી. ઘડી ઘડીમાં રૂપ બદલે, ઋષિઓને યજ્ઞ કરવા દે નહિ અને દુઃખ આપે. જે લોકો બીજાને દુઃખ આપે તે રાક્ષસ કહેવાય.

વિશ્વામિત્ર નામે એક ઋષિ હતા. તેમણે યજ્ઞ કરવા માંડ્યો. પણ રાક્ષસો કંઈ કંઈ તોફાન કરીને યજ્ઞ પૂરો કરવા દે જ નહિ. તેથી વિશ્વામિત્ર અયોધ્યાથી શ્રીરામલક્ષ્મણને તેડી લાવ્યા. આ વખતે તેઓ બાળક હતા, તો પણ ઘણા રાક્ષસોને મારી નાંખ્યા અને ઋષિનો યજ્ઞ પૂરો કરાવ્યો.

પછી ઋષિ શ્રીરામલક્ષ્મણને મિથિલા નગરીમાં તેડી ગયા. ત્યાં જનક નામે રાજા હતા. તેમને જાનકી અથવા સીતાજી નામનાં કુંવરી હતાં. તે કુંવરીનો સ્વયંવર હતો. ત્યાં મંડપમાં એક ધનુષ મૂકયું હતું. અને એવી શરત હતી કે “ જે રાજા એ ધનુષ ચઢાવે તે સીતાજીને પરણે.” સ્વયંવરમાં આવેલા રાજામાંથી કોઈ પણ રાજા ધનુષ ચઢાવી શકયા નહિ. પછી વિશ્વામિત્રના કહેવાથી શ્રીરામે ધનુષ ચઢાવ્યું, તેથી સીતાજી શ્રીરામ સાથે પરણ્યાં.

દશરથ રાજા ઘરડા થયા હતા. તેથી શ્રીરામને ગાદીએ બેસાડી, પોતે પ્રભુ ભજન કરવાનું નક્કી કર્યું. તે પ્રમાણે બીજેજ દિવસે સવારમાં શ્રીરામને ગાદીએ બેસાડવાના હતા. પણ આ વાત રાણી કૈકેયીની દાસી મંથરાને ગમી નહિ. તેણે શ્રીરામને બદલે ભરતને ગાદીએ બેસાડવા માટે કૈકેયીને સમજાવી. તેથી તેજ રાતે રાણી કૈકેયીએ દશરથ રાજા સાથે અબોલા લીધા, અને એક વખતે દશરથ રાજાએ વરદાન આપ્યાં હતાં, તે આજે પાળવા કહ્યું. રાણી બોલી કે **"શ્રીરામને ચૌદ વરસ વનવાસ આપો અને મારા પુત્ર ભરતને ગાદીએ બેસાડો."**

શ્રીરામને વગર વાંકે વનવાસ આપવાની વાત સાંભળી-નેજ રાજા તો બેભાન થઈ ગયા. ભાન આવ્યા પછી એ હઠ છોડી દેવાને રાણીને બહુ સમજાવી. એ સિવાય બીજું જે જોઇએ તે આપવા કહ્યું, પણ તેણે એ વાત છોડીજ નહિ !

બીજી સવારે એ વાત શ્રીરામે જાણી. પિતાજીનું વચન પાળવા માટે રાજગાદી અને સઘળું સુખ તજીને વનમાં ગયા. તેમની સાથે લક્ષ્મણ અને સીતાજી પણ ગયાં. આ બનાવથી બધાં માણસોને બહુ દુઃખ થયું ! સઘળી રૈયત રોતી કકળતી શ્રીરામને પાછા વાળવા તેમની પાછળ પાછળ ગઈ. પણ શ્રીરામ પાછા આવ્યાજ નહિ. આ જાણી દશરથ રાજાને એટલું બધું દુઃખ થયું કે તેઓ એ દુઃખમાં મરી ગયા !

આ વખતે ભરત તો તેના મામાને ઘેર હતા. તેમને તેડાવ્યા. ભરતે આવી પોતાની માતા કૈકેયીને બહુ ઠપકો

દીધો, અને પોતે ગાદીએ બેસવાની ના પાડી. તથા અયોધ્યાની બહાર એક ઝુંપડી બાંધી તેમાં રહી, શ્રીરામ પાછા આવતા સુધી ચૌદ વરસ તપ કર્યું.

શ્રીરામ અયોધ્યાથી ઘણે દૂર દક્ષિણ દિશામાં આવેલા વનમાં ગયા. આ વનમાં ઘણા રાક્ષસો રહેતા હુતા અને તેઓ ઋષિઓને તથા આજુબાજુના શહેરની રૈયતને બહુ દુઃખ દેતા હતા. તે બધા રાક્ષસોને માર્યા અને નાશક–પંચવટીમાં ઝુંપડી બાંધી રહ્યા.

આ વખતે લંકામાં રાવણ નામનો બહુ બળવાન રાજા હતો. તે જાતનો બ્રાહ્મણ હતો. પણ પોતાના બળના અભિમાનથી બધા માણસોને બહુ દુઃખ દેતો હતો તેથી તે રાક્ષસ કહેવાતો. બધા રાક્ષસોનો તે ઉપરી હતો. આ રાવણની મરજી સીતાજીને ઉપાડી જવાની થઈ. તેથી તેણે સોનાનો કપટી મૃગલો શ્રીરામની ઝુંપડી પાસે મોકલ્યો. આ મૃગલાને પકડી લાવવાની સીતાજીએ હઠ લીધી. તેને પકડવા શ્રીરામ ગયા. પાછળથી લક્ષ્મણ પણ ગયા. આ વખતે રાવણ વેશ બદલીને પંચવટીમાં આવ્યો અને કપટ કરીને છાનોમાનો સીતાજીને ઉપાડી ગયો.

મૃગલાને મારીને શ્રીરામ અને લક્ષ્મણ ઝુંપડીએ આવ્યા, પણ ઝુંપડીમાં સીતાજી હતાં નહિ. આમ સીતાજી ખોવાયાથી શ્રીરામલક્ષ્મણ શોધવા નીકળ્યા. રસ્તામાં શબરીને ત્યાં ગયા. અને પછી જટાયુ અને સુગ્રીવ નામના વાનરથી સીતાજી વિષે કેટલીક ખબર મળી.

તે વખતે નાગ, રીંછ અને વાનર નામે મનુષ્ય જેવી જાતી હતી. તેઓ અનાર્ય કહેવાતા. વાનરોનો રાજા સુગ્રીવ હતો. સુગ્રીવે શ્રીરામલક્ષ્મણને પોતાને ત્યાં રાખ્યા, અને પોતાના સેનાપતિ હનુમાનને સીતાજીની શોધ કરવા મોકલ્યા.

શોધ કરતા કરતા હનુમાનજી તો ઠેઠ લંકા સુધી ગયા. ત્યાં અશોક નામની સુંદર વાડી હતી, તેમાંથી સીતાજીને શોધી કાઢયાં. તેમને મળ્યા અને શ્રીરામ તરફથી આવ્યો છું એમ કહ્યું. વાતચીત કરી હનુમાન પાછા શ્રીરામ પાસે આવ્યા અને સઘળી ખબર જણાવી.

આ ખબર જાણી સૌ રાજી થયા. અને શ્રીરામલક્ષ્મણે સુગ્રીવનું મોટું વાનરસૈન્ય લઇને લંકા ઉપર ચઢાઇ કરી. લંકા જતાં સુમુદ્ર કાંઠે એક ઠેકાણે શ્રીરામે મહાદેવજીની સ્થાપના કરી. આજે એ "મહાદેવજી રામેશ્વરના" નામથી ઓળખાય છે. અને ઘણાં હિંદુઓ તેની જાત્રાએ જાય છે. લંકામાં જવા માટે સમુદ્ર ઉપર પૂલ બાંધ્યો હતો, તે "રામનો સેતુ" કહેવાય છે.

લંકામાં જઇ સીતાજીને પાછા આપી દેવા માટે રાવણને કહેવડાવ્યું, પણ રાવણે ના પાડી એટલે લઢાઈ થઈ. તેમાં ઘણા રાક્ષસો અને રાવણ મરાયો. પછી હનુમાનજી સીતાજીને અશોકવાડીમાંથી લઈ આવ્યા. સૌ મળ્યાં અને રાજી થયાં.

પછી શ્રીરામે લંકાનું રાજ રાવણના ભાઇ વિભિષણને આપ્યું. વનવાસનાં ચૌદ વરસ પૂરાં થવા આવ્યાં હતાં, તેથી "પુષ્પક" નામના વિમાનમાં બેસી સૌ અયોધ્યા આવ્યાં.

શ્રીરામની સાથે હનુમાન, સુગ્રીવ અને વિભિષણ પણ આવ્યા હતા. આથી અયોધ્યામાં આનંદ આનંદ થઇ રહ્યો અને શ્રીરામને ગાદીએ બેસાડ્યા.

શ્રીરામની કથા તો બહુ મોટી છે. તે રામાયણ નામના મોટા પુસ્તકમાં લખેલી છે. આ પુસ્તક ઘણુંજ સારૂં છે. માટે બધાંએ રોજ ઘેર વાંચવું જોઈએ.

શ્રીરામનો જન્મ ચૈત્ર શુદ ૯ ને દિવસે થયો હતો. તે દિવસને આપણે "રામનવમી" કહીએ છીએ.

લંકામાંથી સીતાજીને શોધી લાવવામાં, હનુમાને ઘણીજ મહેનત કરી હતી. તેમજ લક્ષ્મણજીએ પણ પોતાના ભાઈ શ્રીરામની બરોબર વનવાસનાં દુઃખો સહન કર્યાં હતાં, તેથીજ કહેવાય છે, કેઃ—

**શ્રીરામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી.**

શ્રીરામ રઘુવંશના હતા તેથી રઘુપતિ કહેવાય છે. રાજા થયા પછી તેમણે રૈયતને ઘણું સુખ આપ્યું હતું, તેથી તેમની રૈયત સઘળી વાતે સુખી હતી. વળી તેમણે ગરીબોને અને હલકી જાતના ગણાતા લોકોને ઘણી મદદ કરી હતી, તેથી તે પતિત પાવન કહેવાય છે. અત્યારે પણ લોકો તેમને ભગવાન કહીને પૂજે છે, અને **રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ કહે છે.** અને તે પ્રમાણે તેમના નામની અને ગુણની ધુન લગાવે છે.

---

# શ્રીકૃષ્ણ

શ્રીકૃષ્ણના પિતાનું નામ વસુદેવ હતું. તેઓ જાદવવંશના ક્ષત્રિય હતા. શ્રીકૃષ્ણની માતાનું નામ દેવકી હતું. મથુરાંનો રાજા કંસ, શ્રીકૃષ્ણનો મામો થતો હતો. કંસ રાજા ઘણોજ જુલમી હતો, તેથી તે તથા તેના કહેવા પ્રમાણે જુલમ કરનારા માણસો રાક્ષસો કહેવાતા હતા. કંસ પોતાની પ્રજાને દુ:ખ દેતો હતો. તેણે પોતાના પિતાને અને દેવકી તથા વસુદેવને કેદ ખાનામાં નાંખ્યાં હતાં. વળી દેવકીને જે બાળકો થતાં તેને પણ મારી નાંખતો હતો. તેથી જ્યારે શ્રીકૃષ્ણનો જન્મ થયો, ત્યારે વસુદેવ તેમને છાનામાના ગોકુળ લઈ ગયા, અને નંદરાયને ઘેર મૂકી આવ્યા. આથી શ્રીકૃષ્ણ બચી ગયા. નંદરાયનાં વહુ જશોદાજીએ તેમને મોટા કર્યા.



ગોપાલ, શ્રીકૃષ્ણ ભગવાન

શ્રીકૃષ્ણને પણ મારી નાખવા માટે કંસે ઘણી ખટપટ કરી હતી. ઘણા રાક્ષસોને ગોકુળમાં મોકલ્યા હતા. પણ તે સર્વેને નાનકડા કૃષ્ણે મારી નાંખ્યા હતા. અને મથુરામાં કંસ રાજાની સભામાં જઈ કંસને પણ મારી, તેની પ્રજાને દુઃખમાંથી બચાવી હતી. તથા કંસના પિતાને, દેવકીજીને અને વસુદેવને કેદમાંથી છોડાવ્યા હતા. કોઇને પણ મારી નાંખવા માટે શ્રીકૃષ્ણે હથિઆર વાપર્યાં નહોતાં. તેમનામાં એટલું બધું જોર હતું કે વગર હથિઆરે કુસ્તી લડીને અને મુક્કા મારીને ઠાર કરતા હતા.

શ્રીકૃષ્ણે બાળપણથી તે આખરસુધી ( મરતાં સુધી ) લોકોના ભલા માટેજ કામો કર્યાં હતાં. આપણા દેશના ઘણા રિવાજોમાં સુધારો કરીને જાણે નવુંજ હિન્દુસ્થાન બનાવ્યું હતું.

તેઓ સર્વેને સરખા ગણતા હતા. બાળપણમાં ગોપ અને ગોપીઓ સાથે રમતા, વાંસળી વગાડતા, તેમની સાથે ડુંગરો અને જંગલોમાં ગાયો ચરાવા જતા અને તેમને દુઃખમાંથી બચાવતા. એક વખતે એટલો બધો વરસાદ આવ્યો હતો કે સઘળે પાણી પાણી થઈ રહ્યું હતું. જાણે આખું ગામ પાણીમાં તણાઈ જશે એવું લાગતું હતું. તે વખતે શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત ઉંચકી, તેની તળે બધાને રાખી સંભાળ્યા હતા.

દરેકના તરફ તેમને દયા હતી. પોતે દૂધ પીએ અને ગોવાળોને કેમ ના મળે ? પોતાનાં જેવડા નાના નાના મિત્રોને લઈ ગોપીઓના ઘરમાં પેસી જતા અને દૂધ, દહીં, માખણ બધાને ખવડાવી દેતા.

## શ્રીકૃષ્ણે કાળીનાગને બાંધ્યો છે



જળ કમળ છોડી જાને બાળા, સ્વામી અમારો જાગશે,
જાગશે તુંને મારશે, મુને બાળ હત્યા લાગશે.

વૃંદાવનમાં જમના નદીમાં એક ઠેકાણે ઝેરી કાળીનાગ રહેતો હતો, તેથી તે પાણી ઝેરી બની ગયું હતું. તેને પણ જમના નદીમાં પડીને પકડ્યો, અને તેને બાંધીને બીજે ઠેકાણે મૂકી દીધો હતો. ત્યાર પછી ત્યાંનું પાણી લોકોના કામમાં આવ્યું હતું.

તે વખતે આપણા દેશમાં કંસ, જરાસંધ, શીશુપાળ, કાળયવન અને દુર્યોધન નામના રાજાઓનો ઘણોજ ત્રાસ હતો. તેઓને પોતાની સત્તાનું ઘણું અભિમાન હતું. એ જુલમી રાજાઓનો જુલમ દૂર કરાવ્યો હતો.

વળી જરાસંઘ અને કાળયવનના ત્રાસને લીધે શ્રીકૃષ્ણે મથુરા તજી દીધી અને કાઠિઆવાડમાં દ્વારકા નામની નગરી વસાવી હતી. અને બધા જાદવોને ત્યાં બોલાવી વસાવ્યા હતા.

એમના જમાનામાં શ્રીકૃષ્ણ વ્યવહાર કુશળ હતા. લડાઈ કર્યા વગર સલાહસંપથી કામ કરવાવાળા હતા. પાંડવ અને કૌરવોને રાજ માટે તકરાર ચાલતી હતી. તેમના કુટુંબમાં કજીઓ ના થાય તેટલા માટે દુર્યોધનને સમજાવવા માટે પોતે ગયા હતા. પણ દુર્યોધને કહ્યું માન્યું નહિ તેથી મહાભારતની લડાઈ થઈ. તેમાં આપણા દેશના લાખો માણસોનો નાશ થયો, સારા સારા અને બળીઆ રાજાઓ પણ મરાયા, છેવટે દુર્યોધન હાર્યો, મરાયો અને પાંડવો જીત્યા હતા. પણ એ લડાઈથી આપણા દેશની એવી પડતી હાલત થઈ ગઈ છે, કે આજે પાંચ હજાર વર્ષ વીતી ગયાં, તો પણ આપણો દેશ પાછો જેવો હતો તેવો બની શક્યો નથી !

તેઓ ઘણા બુદ્ધિવાળા હતા. દરેક જણ તેમની મદદ માગતું. જ્યારે મહાભારતની લડાઈ થઈ ત્યારે અર્જુન અને દુર્યોધન બેઉ મદદ માગવા ગયા હતા. દુર્યોધને તેમની પાસેથી મોટું લશ્કર મદદમાં લીધું હતું. અને અર્જુને એમને પોતાને સાથે રહેવા કહ્યું હતું. આ લડાઈમાં અર્જુનનો રથ હાંકવાનું નાનામાં નાનું કામ કર્યું હતું, પણ હથિઆર પકડ્યાં નહોતાં.

તેઓ ઘણા જ્ઞાની હતા. વેદ અને ઉપનિષદ જાણતા હતા. કૌરવો સામે અર્જુન રણમેદાનમાં લડવાને આવ્યો. પણ વડીલો, ગુરુઓ અને સગાવહાલાઓને દેખીને અર્જુને લડવાની ના પાડી હતી. તે વખતે ખરો ધર્મ કયો કહેવાય તેની સમજણ અર્જુનને શ્રીકૃષ્ણે પાડી હતી. આ પુસ્તકને ગીતાજી ( શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ) કહે છે.

શ્રીકૃષ્ણમાં સમાનતા હતી. તેમણે ઉંચનીચનો ભેદ દૂર કરાવ્યો હતો. ગોવાળોને બ્રાહ્મણો કે ક્ષત્રિયોથી ઉતરતા ગણવા દેતા નહોતા. ભીમે જંગલમાં વસવાવાળી હેડમ્બા સાથે લગ્ન કર્યાં હતાં. પોતે જામ્બુવતી સાથે પરણ્યા હતા અને બાણાસુર નામના રાક્ષસ રાજાની કુંવરી ઓખાબાઈ સાથે પોતાના પૌત્રને પરણાવ્યો હતો.

શ્રીકૃષ્ણ પૈસાને ધન ગણતા નહોતા, પણ હિન્દુસ્થાનનું સાચું ધન ગાયોને માનતા હતા. ગાયોથી દૂધ, દહીં, માખણ, માવો અને ઘી મળે. તે ખાવાથી શરીર મજબુત બને, ગાયોનું છાણ ખેતરમાં ખાતર નાંખવાના ઉપયોગમાં આવે, તેથી

અનાજ ઘણું પાકે અને બળદ હોય તે ખેતીમાં જમીન ખેડવાને કામ લાગે. આથી જો ગાયરૂપી ધન હોય તો પછી બીજા ધનની જરૂર ના પડે.

એમણે પોતાની આખી જિંદગી સુધી આપણા દેશની સેવાનાંજ કામો કર્યાં હતાં તેથી આજે પણ તેમને હિન્દુઓ ભજે છે. ગોકુળ, મથુરાં, વૃંદાવન અને દ્વારકામાં એ હતા તેથી તે ગામોમાં જાત્રાએ જાય છે. શ્રાવણ વદ ૮ ને રોજ એમનો જન્મ દિવસ આવે છે. તેને કૃષ્ણ જન્માષ્ટમી કહે છે. તે દિવસે હિન્દુઓ ઉપવાસ કરે છે અને તહેવાર પાળે છે.

---

## ગૌત્તમ બુદ્ધ

આપણા દેશની પૂર્વ દિશામાં બિહાર પ્રાંત છે. તેમાં પટણા શહેર છે. તેનું નામ પહેલાં પાટલીપુત્ર હતું. તે શહેરના રાજાના પુત્રનું નામ સિદ્ધાર્થ હતું. આ પુત્રને ગરીબો ઉપર બહુ હેત હતું. કોઈ પણ દુઃખી પ્રાણીને જોઇને તેમને બહુ દયા આવતી હતી. તે વખતે આપણા દેશમાં મોટા મોટા યજ્ઞ થતા હતા. તે યજ્ઞોમાં ઘણાં પશુઓને હોમવામાં આવતાં હતાં. આ જોઇને રાજપુત્રનું મન બહુ દુઃખાતું હતું !

એક દિવસ આ રાજકુંવર શહેરમાં ફરવા ગયા. રસ્તામાં એક ઘરડો માણસ, એક માંદો માણસ અને એક મુડદું જોયું.

આથી રાજકુમારને થયું, કે અરે ! હું પણ આવો ઘરડો થઈશ ! મને પણ મંદવાડ આવશે ! અને હું પણ આમ મરી જઈશ ! એવા વિચારથી તેમના મનમાં દુઃખનો વધારો થયો. તેમને લાગ્યું કે એક વખત મારે પણ મરી જવું પડશે. માટે મરી જવા પહેલાં દુનિઆનાં પ્રાણીઓ સુખી થાય એવો ઉપાય શોધી કાઢવો જોઇએ. આ વિચારથી એક રાતે પોતાની સ્ત્રી અને પુત્રને સુતાં મૂકી, રાજ છોડી જંગલમાં જતા રહ્યા. ત્યાં શાસ્ત્રની ઘણી ચોપડીઓ વાંચી, બહુ જપતપ કર્યાં અને ઉપ-વાસો કરીને શરીર સુકવી નાખ્યું. એમ છ વરસ સુધી કર્યું. ત્યારે તેમને બધાં પ્રાણીઓ શાથી સુખી થાય તેનું જ્ઞાન થયું. પછી ગામેગામ ફરી બધાં માણસોને સમજાવવા લાગ્યા, કે "કોઇએ પશુની હિંસા કરવી નહિ. માબાપ અને મોટાઓનું કહ્યું કરવું. તેમને માન આપવું. સગાંવહાલાં પર પ્રેમ રાખવો. બીજાનું ખરાબ બોલવું નહિ. સાચું બોલવું. ચોરી કરવી નહિ."

ઘણાં માણસોએ તેમનું કહ્યું માન્યું. તેથી સૌ સુખી થયાં, એટલે બધા લોકો તેમને ભગવાન કહીને તેમની પૂજા કરવા લાગ્યા. તથા તેમને ગૌત્તમ બુદ્ધ ( ખરેખરા જ્ઞાની ) કહેવા લાગ્યા. તેથી આજે પણ તેઓ ગૌત્તમ બુદ્ધના નામે ઓળખાય છે. તેમના ધર્મનું નામ બૌદ્ધ ધર્મ કહેવાય છે.

આ પ્રમાણે રાજપુત્ર સિદ્ધાર્થે, લોકોના કલ્યાણને માટે રાજપાટ છોડયું, સ્ત્રી પુત્રને છોડી જંગલમાં જઈ જ્ઞાન મેળવીને લોકોને જ્ઞાન સમજાવ્યું, તેથી તેઓ ભગવાન કહેવાય છે. અને આખી દુનિઆ તેમને હજી યાદ કરે છે.

---

# પૃથુરાજ ચૌહાણ



આગળના વખતમાં અનંગપાળ નામનો એક રાજા દિલ્હીમાં રાજ કરતો હતો. તેને બે કુંવરીઓ હતી. મોટી કુંવરીને કનોજના રાજા સાથે પરણાવી હતી. નાની કુંવરીને અજમેરના રાજા સાથે પરણાવી હતી. મોટી કુંવરીનો પુત્ર તે જયચંદ રાઠોડ અને નાની કુંવરીનો પુત્ર તે પૃથુરાજ ચૌહાણ. એ બંનેમાં પૃથુરાજ ચૌહાણ ઘણોજ બળીઓ અને બહાદુર હતો. અનંગપાળને પુત્ર નહોતો, તેથી અનંગપાળે પોતાનું દિલ્હીનું રાજ પૃથુરાજ ચૌહાણને આપ્યું. જયચંદને રાજ ન મળ્યું તેથી જયચંદ પૃથુરાજની અદેખાઈ કરવા લાગ્યો, અને પોતે પૃથુરાજ કરતાં મોટો છે એવું બતાવવા માટે એક યજ્ઞ કર્યો.

આ યજ્ઞમાં ઘણા રાજાઓને બોલાવ્યા. બધાને એકેક કામ આપવાનું પહેલાંથી નક્કી કર્યું હતું. તેમાં પૃથુરાજને દરવાજા પાસે ઉભા રહેવાનું કામ સોપ્યું. પૃથુરાજે તે જાણ્યું એટલે તેણે યજ્ઞમાં આવવાની ના કહેવડાવી. પણ પોતે છુપી-રીતે વેશ બદલીને ગયો હતો. પૃથુરાજ ના આવ્યો એટલે જયચંદે તેનું સોનાનું પુતળું ઘડાવી દરવાજામાં મૂક્યું.

જયચંદને સંયુક્તા નામની એક દીકરી હતી. સંયુક્તાનો સ્વયંવર પણ આ વખતેજ થવાનો હતો. સંયુક્તા ઘણી રૂપવાન અને ગુણવાન હતી. તેને અને પૃથુરાજને હેત હતું. તેથી સંયુ-ક્તાએ દરવાજા પાસે જઈ પૃથુરાજના પુતળાને વરમાળ આરોપી.

પૃથુરાજ છાની રીતે ત્યાં આવેલોજ હતો, તેણે સંયુક્તાને ઉંચકી લીધી અને ઘોડા ઉપર બેસાડી નાસી ગયો. તેની પાછળ જયચંદ ઘણા માણસો સાથે દોડ્યો, પણ પૃથુરાજ પકડાયોજ નહિ. આથી જયચંદના મનમાં ઘણું વેર વધ્યું !

આ વખતે હિન્દની બાજુના એક દેશમાં શાહબુદ્દિન ઘોરી નામનો મુસલમાન રાજા રાજ કરતો હતો. તેણે ૭ વખત પૃથુરાજ ઉપર ચઢાઈ કરી હતી. તે છએ વખત પૃથુરાજે બીજા રાજાઓની સાથે સંપ કરીને શહાબુદ્દિનને હરાવી કાઢી મૂક્યો હતો. પણ જયચંદ અને પૃથુરાજને કુસંપ થએલો જાણી તે સાતમીવાર ચઢી આવ્યો.

આ વખતે પૃથુરાજ સંયુક્તા સાથે પરણ્યા પછી મોજમઝામાં પડી ગયો હતો, તેથી રાજકાજમાં ધ્યાન આપતો નહતો. વળી કુસંપને લીધે જયચંદે તેમજ બીજા રાજાઓએ પૃથુરાજને મદદ કરી નહિ. પૃથુરાજ ઘણી બહાદુરીથી લડ્યો પણ હાર્યો અને દિલ્હીનું રાજ મુસલમાનોના હાથમાં ગયું !

———:o:———

# મહારાણા પ્રતાપ

આપણા દેશમાં એક બહાદુર રજપુત રાજા હતા. તેનું નામ પ્રતાપસિંહ હતું. તેમના વખતમાં દિલ્હીનો અકબર બાદશાહ મોટા રાજા ગણાતો હતો. તેણે ઘણા રજપુત રાજા-

ઓને તાબે કર્યાં હતા. તેમાંના કેટલાકે પોતાની કન્યા અકબર સાથે પરણાવી હતી. પણ પ્રતાપરાણાએ અકબર બાદશાહને તાબે નહિ થવાની અને પોતાની કુંવરી તેને નહિ પરણાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. આથી અકબર બાદશાહે તેમના ઉપર ચઢાઈ કરી હતી. આ લઢાઇમાં પ્રતાપરાણા હાર્યા અને ડુંગરોમાં નાસી ગયા. તેમની રાણી અને છોકરાંઓ તથા કેટલાક સરદારો પણ તેમની સાથે ગયા. બાદશાહના માણસો તેમને હેરાન કરવા માટે જંગલમાં પણ પાછળ પડેલાજ રહેતા, છતાં તેઓ હિમ્મત ના હાર્યા. પોતાની રાણી અને બાળકો સાથે જંગલે જંગલ અને ડુંગરે ડુંગર ભૂખ્યાં અને તરસ્યાં સૌ ભટકયાં !



મહારાણા પ્રતાપસિંહ

આ દુઃખમાં તેમની કુંવરી મરી ગઈ, પૈસા ખુટી ગયા, અને સાથેના સરદારો પણ વારંવારની લડાઇમાં ખુટવા લાગ્યા. તેથી અકબરની સાથે લડીને રાજ પાછું મેળવવાની આશા પ્રતાપરાણાને રહી નહિ, ત્યારે તેણે બીજા દેશમાં ચાલ્યા જવાનો વિચાર કર્યો.

આ વાતની ખબર ભામાશાહ નામના તેમના જુના કારભારીને પડી. તે પ્રતાપરાણા પાસે આવ્યો, નમન કર્યું અને પુષ્કળ ધન પ્રતાપરાણાના પગ આગળ મૂક્યું. પછી હાથ જોડી કહ્યું કે "મહારાણાજી! દેશ તજીને ક્યાંય જશો નહિ, આ ધન તે આપનુંજ છે. તે આપ લો અને તેનાથી લશ્કર ઉભું કરો અને અકબર સાથે લઢાઇ કરો." પ્રતાપરાણાએ પોતાના દેશભક્ત કારભારીનું કહ્યું માન્યું, અને એ મદદથી અકબર પાદશાહ પાસેથી ચિતોડગઢ સિવાય પોતાનું રાજ પાછું મેળવ્યું.

મહારાણા પ્રતાપસિંહ બહાદુર હતા, ટેકીલા હતા અને શૂરવીર હતા. તેમને દેશભક્ત ભામાશાહ કારભારીએ મદદ કરી, તોજ પોતાનો સ્વદેશ પાછો મેળવી શકાયો.

---

# છત્રપતિ શિવાજી મહારાજ

---

મહારાષ્ટ્રમાં શાહજી ભોંસલે નામના એક ક્ષત્રિય હતા. તેમને ત્યાં શિવાજી મહારાજનો જન્મ થયો હતો. તેમનાં માતાનું નામ જીજાબાઈ હતું. આ બાઈ ઘણાંજ ટેકીલાં હતાં.

જીજાબાઈ અને કુળગુરુ દાદાજી કોંડેની મહેનતથી શિવાજી મહારાજ નાનપણથીજ શરીરે બળવાન થયા હતા. તેમને ઘણું ભણાવ્યા નહોતા પણ હથિયાર વાપરતા તથા ઘોડે બેસતા શીખવ્યું હતું. તથા રામાયણ અને મહાભારતની કથાઓ સંભળાવીને ભારે પરાક્રમી બનાવ્યા હતા.

એમના વખતમાં દક્ષિણમાં મુસલમાની રાજ હતું. તેમ હિન્દના ઘણા ભાગોમાં મોગલ બાદશાહની સત્તા હતી. શિવાજીના પિતા શાહજી ભોંસલે દક્ષિણમાં વીજાપુરમાં મુસલમાન રાજાને ત્યાં સરદાર હતા. શિવાજી મહારાજને પોતાના પિતાની પેઠે નોકર થવાની ઈચ્છા નહોતી. તેમને તો મોટા રાજા થવાનું મન હતું. મુસલમાન રાજાઓ અને બાદશાહો હિન્દુઓને વટલાવી મુસલમાન બનાવતા હતા. મુસલમાની રાજમાં હિન્દુ કરતાં મુસલમાનોને વધારે સુખસગવડ મળતી હતી. આથી શિવાજી મહારાજે વિચાર્યું, કે જો મારૂં રાજ્ય થાય તો હિન્દુઓ મુસલમાન થતા બચે અને હિન્દુમુસલમાન બેઉને સરખું સુખ મળે. આવા ઉંચા વિચારને લીધે તેમણે મોટા થયા પછી મહારાષ્ટ્રમાં મરાઠાઓનું સ્વતંત્ર રાજ સ્થાપ્યું તેથી તેઓ "છત્રપતિ શિવાજી મહારાજ" કહેવાયા હતા.



શિવાજી મહારાજના ગુરુ રામદાસ સ્વામી

નાનપણથી શિવાજી મહારાજ પહાડી મુલકમાં ઉછર્યા હતા. તેઓ આખો દિવસ લડાઇની રમત રમતા હતા. તીર-

કામઠે રમતા, ભાલા મારતા, તલવાર અને પટા ફેરવતા તથા ઘોડે બેસતા. અને એ કામમાં એમનાં માતા બહુ મદદ કરતાં હતાં. તેમણે પોતાની વયના પહાડી છોકરાઓ ભેગા કરી તેમને લશ્કરી તાલીમ આપી હતી. ઓગણીસ વરસની ઉમ્મરથી તેઓએ કિલ્લાઓ જીતવા માંડ્યા હતા.

તેઓ ગૌબ્રાહ્મણનું રક્ષણ કરતા હતા. એક વાર વીજાપુરમાં ગામ વચ્ચે એક કસાઈ ગાયને કાપવાની તૈયારી કરતો હતો. તે જોઇને શિવાજી મહારાજને ઘણો ગુસ્સો ચઢ્યો હતો, અને તે પરથી ત્યાંના સુલતાનને સમજાવીને કતલખાનું ગામની બહાર કઢાવ્યું હતું.

શિવાજી મહારાજ સ્ત્રીઓનું રક્ષણ કરનાર હતા. એક વાર એમના સરદારે લડાઈમાંથી એક મુસલમાન સ્ત્રીને પકડી આણી હતી. તે જોઇને શિવાજી મહરાજને ઘણું દુઃખ થયું હતું. અને ઘણા માન સાથે તે બાઇને તેના ધણી પાસે મોકલાવી આપી હતી.

શિવાજી મહારાજે ઘણાં સ્થળો જીત્યાં હતાં. તેમ ઘણા ગામોમાંથી ઘણું ધન મેળવ્યું હતું. એમના વખતમાં સુરત શહેર જે સોનાની મુરત કહેવાતું હતું. તે નગર તેમણે બે વખત લુંટી તેમાંથી પુષ્કળ ધન મેળવ્યું હતું.

શિવાજી મહારાજ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી સંકટો દૂર કરતા હતા. એક વાર દિલ્હીના પાદશાહે દગાથી તેમને કેદ કર્યા હતા. તે વખતે તેઓ ગભરાઈ જઈ હિમ્મત હારી ગયા

નહોતા. પણ ચતુરાઈથી કેદખાનામાંથી મિઠાઈના ટોપલામાં બેસીને નાસી ગયા હતા.

શિવાજી મહારાજ દાન દેવામાં ઉદાર હતા. તેઓ ગાદીએ બેઠા ત્યારે પોતાની તુલા સોનાથી કરાવી હતી. અને એટલું બધુંએ સોનું તેમણે ગરીબોને આપી દીધું હતું.

શિવાજી મહારાજ દેવીભક્ત હતા. શિવાજી મહારાજના ગુરુ રામદાસ સ્વામી હતા. રામદાસ સ્વામી ઉપર શિવાજી મહારાજનો ઘણો ભાવ હતો. તેમના ઉપદેશ પ્રમાણે ચાલતા હતા. પોતાનું રાજ રામદાસ સ્વામીને અર્પણ કર્યું હતું. પણ રામદાસ સ્વામીએ શિવાજી મહારાજનેજ રાજકાજ પાછું સોંપ્યું હતું. શિવાજી મહારાજે પોતાનો "રાષ્ટ્રધ્વજ" ભગવા રંગનો રાખ્યો હતો.

શિવાજી મહારાજ પોતાની રૈયતના સુખને માટે ઘણી કાળજી રાખતા હતા. રાજકારભાર કરવા માટે તેમણે આઠ પ્રધાન નીમ્યા હતા. અને તેમને જુદાં જુદાં કામો સોંપ્યાં હતાં.

શિવાજી મહારાજે નકામો પૈસો ઉડાવ્યો નહોતો. તેથી તેમની પાસે ઘણું ધન હતું. જ્યારે તેમનો સ્વર્ગવાસ થયો ત્યારે તેમના ખજાનામાંથી રોકડા રૂપીઆ નવ કરોડ તેમજ પુષ્કળ સોનું, હીરામોતી વગેરે નીકળ્યું હતું.

શિવાજી મહારાજ શૂરવીર હતા. ગાયોને બચાવનાર હતા. હિન્દુધર્મનું રક્ષણ કરનાર હતા. પણ કોઇ દિવસ મુસલમાન ધર્મની નિંદા કરી નહોતી. તેમણે હિન્દુ રાજ સ્થાપવાને

અને હિન્દુ જાતિનું રક્ષણ કરવાને એવાં એવાં પરાક્રમ કર્યાં હતાં, કે તેથી આખા જગતના ઇતિહાસમાં એમનું નામ અમર થઇ ગયું છે.

શિવાજી મહારાજ માટે એક કવિએ સાચું કહ્યું છે, કેઃ—

" કાશીકી કલા ઘટી, મથુરામે મસીદ ભઇ
શિવાજી પેદા ન હોત તો સુનત હોત સબનકી. "

—:૦:—

# મહારાણી વિકટોરીયા

મહારાણી વિકટોરીયા તે શહેનશાહ પાંચમા જ્યોર્જનાં દાદીમા હતાં. તેમના કાકા ઇંગ્લંડના રાજા હતા. એ રાજાના મરણથી ઇંગ્લંડનું રાજ વિકટોરીયાને મળ્યું. જ્યારે એ રાણી થયાં ત્યારે અઢાર વર્ષના નાનકડાં હતાં.



મહારાણી વિકટોરીયા

તેઓ બાળપણથીજ ચકોર હતાં. બહુજ મીઠા બોલાં હતાં. એમનામાં દયા ઘણી હતી. એક વખતે એક સીપાઇને કોઈ વાંકને માટે ફાંસીની સજા થઈ. એ વાત જાણી રાણીનું હૈયું ભરાઈ આવ્યું. તેમનાથી મારી

નાંખવાનો હુકમ આવી શકાયો નહિ. એ સીપાઈના વાંકને બદલે સારા ગુણો શોધીને સીપાઇને છોડી મૂક્યો હતો !

સને ૧૮૫૮ માં આપણા દેશના તેઓ મહારાણી કહેવાયાં. તે વખતે એમણે વચન આપ્યાં હતાં, કે:—"હિન્દી પ્રજાને, અંગ્રેજ પ્રજાની સાથેજ સઘળી વાતે રાજી રાખીશ." આ લખાણને "મહારાણીનો ઢંઢેરો" કહે છે.

પોતે મહારાણી હતાં, તોએ પોતાના ધણીનો હુકમ માનતાં હતાં. પોતાના બાળકોને કેળવતાં અને જાતે સંભાળ રાખતાં હતાં. તેમને નવ બાળકો થયાં હતાં. ચાર કુંવરો હતા અને પાંચ કુંવરીઓ થઈ હતી. સૌથી મોટા કુંવર તે સાતમા એડવર્ડ હતા.

મહારાણી ૮૧ વરસનાં ઘરડાં ડોશાં થયાં હતાં અને ૬૩ વરસ રાજ્ય ભોગવ્યું હતું.

એમને આપણો દેશ જોવાની ઘણી હોંશ હતી. પણ જોયા વગરજ તા. ૨૨–૧–૧૯૦૧ ને દિવસે તેઓ સ્વર્ગવાસી થયાં !

---

# આપણા દાદા, દાદાભાઈ

નામે દાદા, કામે દાદા, ભારત દાદા દાદાભાઈ;
નાના મોટા સૌના દાદા, નામ અમર રહો દાદાભાઈ.

(લાલજી કલ્યાણજી ત્રિવેદી)

દાદાભાઇનો જન્મ નવસારીમાં થયો હતો. તેઓ જાતે પારસી હતા. તેમના બાપનું નામ નવરોજી હતું. દાદાભાઈ ચાર વરસના થયા, એવામાં એમના પિતા ગુજરી ગયા હતા. તેથી તેમની માતાએ એમને ઉછેર્યા અને ભણાવ્યા હતા. એમનું કુટુંબ પૈસેટકે ગરીબ હતું તો પણ દુઃખ વેઠીને, ઘણી કાળજી રાખી તેમની માતાએ દાદાભાઇને ખૂબ ભણાવ્યા હતા.



દેશભક્ત દાદાભાઈ નવરોજી

દાદાભાઇને નાનપણમાં ભુંડા શબ્દો બોલવાની ટેવ પડી હતી. પણ પછી તેમને સમજાયું કે ભુંડા શબ્દો તો જે ખરાબ છોકરા હોય તે બોલે, માટે મારે હવે નઠારા શબ્દો બોલવા નહિ. તેમણે એ ટેવ નાનપણમાંજ છોડી દીધી. પછી કોઇ દિવસ તેવા શબ્દો બોલ્યા નથી.

જમતી વેળાએ દારૂ પીવાનો રિવાજ એમના ઘરમાં હતો. એક દિવસ દારૂ નહોતો તેથી દાદાભાઇને દારૂની દુકાને ( પીઠામાં ) દારૂ લેવા મોકલ્યા. દાદાભાઇ લેવા ગયા. પણ

ત્યાં ગયા પછી એમને એવી શરમ અને એવી હલકાઇ લાગી કે તે પછી કોઇ દિવસ દારૂ લેવા ગયાજ નહિ.

દાદાભાઈ મોટા થયા એટલે ધંધે વળગ્યા અને વિલાયત ગયા. ત્યાંના લોકો સુખી હતા, તે જોઇ હિન્દના લોકો આવા સુખી કેમ થાય તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. તેમને જણાયું કે જો આપણા દેશના બધા માણસો ભણેલા હોય તોજ સુખી થાય. આથી એક પણ બાળક ભણ્યા વગરનું ન રહે તે માટે મફત ભણાવવાની નિશાળોની સગવડ કરવા સરકારને જણાવ્યું.

આ વખતે લોકો પોતાની છોકરીઓને ભણાવતા નહિ. પણ છોકરીઓને ભણાવ્યા સિવાય લોકો સુખી થઇ શકશે નહિ એમ લાગવાથી, છોકરીઓ માટે પણ કન્યાશાળાઓ ખોલાવી. તેથી આજે બધી કોમની કન્યાઓ અને સ્ત્રીઓ ભણવા લાગી છે.

દાદાભાઇને નાતજાતનો ભેદ ગમતો નહોતો. તેઓ કહેતા હતા કે હિન્દુ, મુસલમાન, શીખ, પારસી અને ખ્રીસ્તી વગેરે આપણે સૌ એક હિન્દમાતાનાજ પુત્રો હોવાથી ભાઇઓ છીએ. તેથી સૌએ પોતાને "હિન્દી" ગણવા જોઇએ. પોતે પોતાને પારસીને બદલે હિન્દી કહેતા હતા.

પ્રજાને શું શું દુઃખો છે અને તે સરકાર કેવી રીતે દૂર કરી શકે, તેમજ પ્રજા પોતાનાં દુઃખો સરકાર પાસે કેવી રીતે દૂર કરાવી શકે તે સમજાવવા માટે પોતાના મિત્રોની મદદથી હિન્દી પ્રજાની એક મહાસભા ઉભી કરી. એ મહાસભા તેજ

કોંગ્રેસ છે. દર વરસે એ કોંગ્રેસની સભા થતી અને એ સભા પ્રજાને શું દુઃખ છે તે સરકારને જણાવતી. પણ તેમ કરવાથી પ્રજાનાં દુઃખો મટયાં નહિ. ત્યારે આપણા દેશના લોકોને સ્વરાજ્ય લેવા દાદાભાઇએ સમજાવ્યા.

દાદાભાઇને પૈસા કમાવા કરતાં દેશની સેવા કરીને, ગરીબોનાં દુઃખો દૂર થાય, એવાં કામો કરવાની ઘણીજ હોંશ હતી. આપણા દેશના લોકોની ગરીબાઈ સમજાવવા માટે તેઓ ઘણે ભાગે લંડનમાંજ રહેતા હતા. લંડનની મોટી સભા (પાર્લામેન્ટ) માં સભાસદ થયા હતા અને ત્યાંના લોકોને હિન્દીઓનાં દુઃખો સમજાવ્યાં હતાં. તેમને આ બધાં કામો કરવામાં ઘણાં દુઃખો અને ઘણી હાડમારી ભોગવવી પડી હતી. દેશની આવી સેવા તેમના પહેલાં કોઇએ કરી નહોતી તેથીજ તેઓ આખા હિંદના "દાદા" કહેવાયા છે.

તેઓ એવા વિદ્વાન હતા, કે સૌ તેમની સલાહ લેવા જતા. અને સરકારના મોટા અમલદારો પણ દાદાભાઇને ઘેર જતા હતા.

તેઓ રંગે ઉજળા દૂધ જેવા હતા. મોંઢે લાંબી સફેદ દાઢી હતી અને સાદી રીતે રહેતા હતા. તેથી જાણે કોઈ મોટા ઋષિ કે મુની હોય, તેવા દેખાતા હતા.

ઘરડા થયા પછી અંધેરી પાસે વેસાવામાં રહેતા હતા. રોજ સાંજે ગાડીમાં બેસી ફરવા નીકળતા હતા. દાદાભાઈની ગાડી આવે કે રસ્તામાં છોકરાઓ તેમને વીંટી વળતા હતા. દાદાભાઈ સૌ છોકરાઓની સાથે હસતા, વાતચીત કરતા અને મઝા કરાવતા હતા. તેઓ બહુજ ઘરડા થયા હતા, અને બાણુ વરસ જીવ્યા હતા.

---

# લોકમાન્ય બાળગંગાધર તીલક

તીલક મહારાજ મહારાષ્ટ્રના બ્રાહ્મણ હતા. તેમનો જન્મ રત્નાગીરીમાં થયો હતો. આપણા દેશમાં જેમ ગાંધીજીની જય બોલાય છે, તેમ તીલક મહારાજની જય પણ બધે બોલાતી હતી.



લોકમાન્ય બાળ ગંગાધર તીલક

તેમનું નામ કેશવ હતું. એમના પિતાનું નામ ગંગાધર હતું. અને તેમની અટક તીલક હતી. નાનપણમાં તેમને સૌ કેશવને બદલે "બાળ" કહીને બોલાવતા હતા, તેથી તેમનું નામ બાળ ગંગાધર તીલક પડી ગયું હતું.

તીલક મહારાજનો જન્મ થયો, ત્યારે એમના પિતા

પાંચ રૂપીયાના પગારથી એક મરાઠી નિશાળમાં શિક્ષકનો ધંધો કરતા હતા. તે પછી ધીમે ધીમે મોટી પદવીએ પહોંચ્યા હતા. પણ ગંગાધરે પોતાના પુત્ર તીલકને ભણાવવા માટે જાતેજ ઘણી કાળજી રાખી હતી.

તીલક મહારાજ ત્રણ વરસના થયા ત્યારથીજ એમના પિતા રોજ શ્લોકો શીખવતા અને આંક ભણાવતા. એમ એક કે દોઢ વરસમાં તો તીલક મહારાજ એટલું બધું ભણી ગયા હતા કે ચાર વરસની નાની ઉંમરે કલાક દોઢ કલાક સુધી સંસ્કૃત શ્લોકો મોઢે બોલી શક્તા. આ શિક્ષણના લીધેજ મોટી ઉંમરે તીલક મહારાજ, સંસ્કૃત પુસ્તકો લખી આપણને પોતાના જ્ઞાનનો વારસો આપી શક્યા હતા.

તેઓ ગણિતમાં ઘણા હોંશિયાર હતા. પ્રાથમિક શાળામાં દાખલ થયા, ત્યારે તેમના શિક્ષકે માનેલું કે આ ક, ખ, શિખનારો છોકરો હશે. પણ તે વખતે તીલક મહારાજના હિસાબ એટલા બધા પાક્કા હતા, કે શિક્ષક હજી તો બોલીને સમજાવતા હોય, તેટલામાંજ પોતે મોંઢેથીજ ગણીને જવાબ દઈ દેતા. મરાઠીનો અભ્યાસ પૂરો કર્યો ત્યાં સુધી એમણે કોઈ દિવસ પણ પાટીમાં, પાટીઆ ઉપર કે કાગળમાં હિસાબ ગણ્યા નથી.

તેઓ શરીરે નબળા હતા. તેથી બધા તેમની મશ્કરી કરતા. આ પરથી ભણવાનું ઓછું કરી, તેમણે કસરત કરવા માંડી. રોજ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરતા, બેઠક કરતા,

તરવા જતા, હલેસાં મારી હોડી ચલાવતા અને ખૂબ ચાલતા હતા. એવી કસરત કરીને શરીર એવું મજબુત બનાવ્યું કે પહેલાં એક રોટલી ખાતા તે પણ પચતી નહોતી, તેને બદલે હવે બારથી પંદર રોટલી તો થોડીવારમાં ખાઈ જતા અને તે તેમને પચી જતી હતી.

સોળ વરસની ઉમ્મરમાંજ માતપિતા મરણ પામવાથી ઘરનો સઘળો ભાર તીલક મહારાજને માથે પડ્યો હતો. છતાં પણ તેઓ ખૂબ ભણ્યા, અને કાયદાનો અભ્યાસ કરીને વકીલ બન્યા હતા.

જો તેમણે વકીલાતનો ધંધો કર્યો હોત, તો તેમાં ખૂબ કમાયા હોત. અને પોતાની હોંશિયારીથી આગળ જતાં જજ પણ બની શક્ત. પણ તેમણે તો પોતાના દેશની સેવા કરવાનો વિચાર કર્યો હતો, તેથી લોકોને કેળવવા માટે શિક્ષકનો ધંધો લીધો હતો. અને પગાર પણ નામનો, માત્ર વીસ રૂપીઆજ લેતા હતા.

**દેશ સેવાનું કામ તેઓ પુનામાં રહીને કરતા હતા.**

૧. પોતે અંગ્રેજી ભણ્યા હતા, તો પણ દેશી ભાષા ઉપર ઘણો પ્રેમ હતો. લોકોને દેશી ભાષા મારફતે કેળવતા હતા.

૨. અને પોતાના વિચાર કેસરી નામના છાપામાં જણાવતા હતા. તેથી લોકો જાગૃત બન્યા હતા.

દેશસેવાના કામમાં તેમને ઘણાં દુઃખ પડ્યાં હતાં. છવીસ વર્ષની ઉમ્મરથી તે મરતાં સુધી તેમને શાંતિથી બેસવાનો વખત મળ્યો ન હતો. વારંવાર તેઓએ દેશને માટે

જેલનાં દુઃખો ભોગવ્યાં હતાં. આપણા દેશની આવી ભારે સેવા કરી હતી, તેથીજ લોકો તેમને "તીલક મહારાજ" અથવા "લોકમાન્ય"નાં માનવાળાં નામથી બોલાવતા તથા "તીલક મહારાજકી જય" "લોકમાન્યકી જય" એમ પોકાર કરતા હતા.

તીલક મહારાજ દેશી પોશાક પહેરતા હતા.

ધોતીયું, અંગરખું, માથે દક્ષિણી પાઘડી, પગમાં દક્ષિણી જોડા પહેરતા, અને ખભે ખેસ રાખતા હતા. અને એ સઘળું દેશી કાપડનું બનાવેલું વાપરતા હતા.

જેલમાં રહીને તેમણે પુસ્તકો લખ્યાં હતાં. તેમાંના એક પુસ્તકને આપણે "તીલકની ગીતા" કહીએ છીએ. એ પુસ્તકમાં તેમણે શ્રીમદ્‌ભગવદ્ ગીતા માંહેલો કર્મયોગ ઘણી સારી રીતે સમજાવ્યો છે.

એમણે મહારાષ્ટ્રની પ્રજામાં ધર્મની લાગણી ઉતારવા માટે તથા દેશના મહાન પુરુષોની યાદ તાજી રાખવા માટે છત્રપતિ શિવાજી મહારાજની જયંતિ ઉજવવાનો રિવાજ દાખલ કરાવ્યો હતો. તથા શ્રીગણપતિના ઉત્સવોમાં સરઘસો કાઢવાની રીત પણ તેમણેજ શરૂ કરાવી હતી. અને એ રીતે તેમાં મલખમ પર ચઢવું, કુસ્તી લડવી, લાઠી ફેરવવી, મંજીરાથી અને લેઝીમથી ભજન કરતા કરતા એક સરખાં પગલાંથી ચાલવું, તલવારના દાવ ખેલવા વગેરેની કસરતો કરવાનું શરૂ થવાથી, મહારાષ્ટ્રીઓના શરીરનું જોર વધે અને કસરત કરતાં આવડે એવું ઉત્તેજન આપ્યું હતું.

તેઓ આપણા દેશના મોટા નાયક હતા. એમનો સ્વર્ગવાસ સને ૧૯૨૦ની સાલમાં, મુંબઈમાં થયો હતો. એમના સ્વર્ગવાસથી લોકોને ઘણુંજ દુઃખ થયું હતું. આખું મુંબઈ શહેર તેમની સ્મશાનયાત્રાએ ગયું હતું. બહારગામથી પણ ઘણા લોકો આવ્યા હતા. ચોપાટી ઉપર એમનો અગ્નિસંસ્કાર કર્યો હતો. એમની ચીતા સુખડનાં લાકડાની બનાવી હતી !

---

## મહાત્મા ગાંધીજી



સાબરમતીના સંત, મહાત્મા ગાંધીજી

ગાંધીજીને કોણ ના ઓળખે ? તેમનું નામ છે મોહનદાસ. એમના પિતાનું નામ કરમચંદ અને માતાનું નામ પુતળીબાઈ. એમનું ગામ કાઠિઆવાડનું પોરબંદર.

બાળપણમાં ગાંધીજી ખૂબ ભણ્યા. પછી વિલાયત ભણવા

જવાનું થયું. એમનાં બા તો બહુ ધાર્મિક હતાં. તેમણે ના પાડી, કે ના ના! ત્યાં જાય તો મારો મોહન વટલી જાય. બહુજ સમજાવ્યાં ત્યારે ત્રણ કબુલાત લઇને રજા આપી.

ગાંધીજીએ કહ્યું, "બા તમારા ચરણમાં પડીને પ્રતિજ્ઞા લઉં છું, કે હું દારૂ પીશ નહિ, માંસ ખાઈશ નહિ અને પારકી સ્ત્રીને માબેન ગણીશ." એ પ્રમાણે રજા લઈ વિલાયત ગયા અને બેરીસ્ટર થયા.

બેરીસ્ટર થયા પછી કોઈ ખોટા કજીઓ લાવે તો તેઓ કામ કરતા નહિ. થોડા વરસ પછી એક મેમણ ગૃહસ્થે પોતાના કામને માટે ગાંધીજીને આફ્રિકા બોલાવ્યા. ત્યાં ગયાથી જાણ્યું કે પરદેશમાં હિન્દીઓનું માન નથી, કશી સગવડ નથી, કોઈ જાતના હક્ક નથી, ઢેડ જેવી ભુંડી હાલત છે!

આ જાણ્યા પછી આજ સુધી તેમણે આપણા રીતરિવાજમાં અને આપણા ધર્મની સમજણમાં ઘણો સુધારો કર્યો. રાજદરબારી બાબતમાં હિન્દીઓને જાણીતા કર્યા. એ માટે જેલ પણ ભોગવી. બાળપણથીજ એમને સત્ય ઉપર ઘણો પ્રેમ છે. હરિશ્ચંદ્ર અને પ્રહલ્લાદની વાતો એમને ઘણીજ વહાલી છે.

તેઓ જ્ઞાતે મોઢ વાણીઆ છે. પણ પોતાને ખેડુત કહે છે. ધંધો પૂછે તો ખેતી અને વણકરનો કહે છે. ધર્મે વૈષ્ણવ છે. ગીતા અને રામાયણ તો એમને ઘણાજ વહાલાં છે. તેમાંના ઉપદેશ પ્રમાણેજ વર્તવા મથે છે. "વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણેરે" અને "રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ" એ ભજનો તો હંમેશ ગાય છે.

જો કે તેઓ મંદિરમાં દર્શન કરવા જતા નથી, તેમ મૂર્તિ લઇને પૂજવા બેસતા નથી. પણ દરરોજ મળસ્કે ચાર વાગે અને સાંજના સાત વાગે, ગમે ત્યાં હોય તોપણ ચોક્સ વખતે પ્રાર્થના કરે છે એવા શ્રદ્ધાળુ ને ધાર્મિક છે. તેઓ સાચું મંદિર હિન્દુસ્થાનને ગણે છે. ગામે ગામ ફરે છે. લોકોને ઉપદેશ આપે છે. તેઓ ચોકખાઈ, વ્યવસ્થા અને વખતસર કામ માટે બહુ કાળજી ધરાવે છે. હિન્દના ગરીબોને "દરિદ્રનારાયણ" કહે છે અને એ ગરીબોનાં દુઃખ ઓછાં કરવા માટે તેઓ જે કામ કરે છે, તેને પ્રભુની સેવા કર્યા બરોબર ગણે છે.

આપણા દેશની ગરીબાઈ રેંટીયાથી મટશે એમ તેઓ માને છે. તેથી બધાંને ખાદી પહેરવાનું અને સુતર કાંતવાનું કહે છે, અને એટલા માટેજ ત્રિરંગી વાવટા ઉપર રેંટીયાનું ચિત્ર રાખ્યું છે. તેઓ પોતે દરરોજ ઓછામાં ઓછું ૧૬૦ વાર સુતર કાંતે છે. રૂની પૂણી પોતેજ પીંજીને બનાવી લે છે. આખો દિવસ વખત પત્રક પ્રમાણે કામ કરે છે. દર સોમવારે બીલકુલ બોલતા નથી. (મૌન પાળે છે.) જરૂર પડે તો લખીને વાત કરે છે. તે દિવસે ખુબ લખવાનું કામ કરે છે. લખવા માટે ટેબલખુરસી રાખતા નથી, પણ ધુંટણ ઉપર કાગળ મૂકીને લખે છે. જે કંઈ લખ્યું હોય તે પાછું વાંચી જાય છે.

ગાંધીજી ઘરડા થયા છે તો પણ ઉતાવળા ચાલે છે. બેસે છે ત્યારે ટટાર બેસે છે. સાદું અને થોડું જમે છે. દૂધ બકરીનું પીએ છે. સાધનો બહુજ થોડાં વાપરે છે. જાણે કોઇ સાધુ હોય તેમ બહુજ થોડામાં થોડી વસ્તુથી ચલાવી લે છે.

ગાંધીજીને બાળકો તો બહુજ વહાલાં છે. હંમેશાં તેમનુ મોઢું હસતું હોય છે. વાતો કરે છે ત્યારે ખડખડાટ હસે છે.

ગાંધીજીના કપડાં વિષે જાણવા જેવી વાત છે. જુઓ પહેલાં તો કોટ પાટલુનનો પરદેશી જેવો પોશાક પહેરતા હતા. પણ આપણે સાહેબ લોક નથી, કે આપણે એવો પોશાક જોઇએ. એમ લાગવાથી ધોતીઉં, અંગરખું ને ફેંટો બાંધી કાઠિઆવાડી પોશાક પહેર્યો. ત્યાર પછી આખા હિન્દમાં પહેરાતો પોશાક પંચીઉં, પહેરણ અને ટોપી પહેર્યાં. અને તે પણ ખાદીનાંજ. ત્યાર પછી તેમને જણાયું કે આપણા દેશના કરોડો માણસોને પહેરવા પૂરતાં લુગડાં મળતાં નથી, તેથી પોતે પણ બધાં કપડાં તજીને માત્ર એક કચ્છ જ પહેરે છે !

તેઓ કહે છે કે હિન્દુસ્થાન એ ગરીબમાં ગરીબ દેશ છે. મારા દેશના કરોડો લોકોને અંગ ઢાંકવાને પૂરાં કપડાં નથી મળતાં, તો હું કેમ વધારે કપડાં પહેરી શકું ? દેશમાં કરોડો લોકોને એક ટંકનું પણ પૂરૂં ખાવાનું નથી મળતું, તો મારાથી સ્વાદવાળાં અને ભાતભાતનાં ભોજન કેમ જમાય ? વળી ગરીબ માણસની જેમ આગબોટ અને આગગાડીમાં પણ ત્રીજા વર્ગના ડબામાં ગરીબોની સાથેજ બેસે છે. તેઓ આવી આવી સેવા કરે છે તેથી તેમને લોકો " મહાત્માજી " કહે છે.

તેઓ માને છે કે હિન્દનો જય અહિંસામાંજ છે. એમની ઈચ્છા તો આખા જગતમાં લડાઈ મટાડીને શાંતિ સ્થાપવાની છે. ગાંધીજી કોઇને પોતાના દુશ્મન ગણતા નથી. સરકારના

જુલમો સામે લડે છે તો પણ ઘણા અંગ્રેજો એમના મિત્રો છે. ઘણા અમેરિકનો એમને ભજે છે અને ઠેઠ આપણા દેશમાં એમને જોવા માટે આવે છે.

ગાંધીજીએ ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેમાં "આત્મકથા" નામની ચોપડીઓ વાંચવા જેવી છે. નવજીવન નામના અઠવાડિક છાપામાં ગાંધીજી લેખ લખે છે. તે તો રોજ વાંચ્યા કરીએ એવા હોય છે.

ગાંધીજીએ અમદાવાદ પાસે સાબરમતીમાં એક આશ્રમ ખોલ્યો છે. તેથી તેઓ "સાબરમતીના સંત" કહેવાય છે. એ આશ્રમમાં હિન્દના કેટલાક પુરુષો, સ્ત્રીઓ અને બાળકો રહે છે. આશ્રમવાસીઓ પોતાના હાથેજ ત્યાંનાં જાજરૂ સાફ કરે છે. એ આશ્રમમાં અંત્યજ (ઢેડ ભંગી વગેરે) ને પણ દાખલ કરે છે.

ગાંધીજીમાં ઘણા ગુણો છે. પોતે સાદા છે. સાચા છે. અને માતૃભાષા તો તેમને ઘણીજ વહાલી છે.

હિન્દીઓમાંથી ઘણા તો મહાત્માજીના વચન પર મરવાને તૈયાર છે. મહાત્માજીમાં લોકોનો એટલો બધો વિશ્વાસ છે, કે હિન્દી મહાસભા તરફથી લંડનની ગોળમેજી પરિષદમાં મહાસભાવાદી પ્રજાજનોના વતી, એકલા મહાત્માજીનેજ ત્યાં મોકલ્યા છે.

આખા જગતમાં, એશિઆના એકજ અને એકલાજ મહાપુરુષ તરીકે, આજે ગાંધીજી માન પામી રહ્યા છે!

———:o:———

# બીજો ખંડ



## ત્રીજા ધોરણની વાતો



આ પહેલાં જે વાંચી ગયા, તેમાં આપણા આખા દેશ માંહેલા અસલના અને હાલના મહાપુરુષોની વાતો હતી. પણ હવે તમે જે વાંચશો તે આપણા દેશના એક ભાગ માંહેલાં-નીજ વાતો છે.

આપણા દેશની પશ્ચિમે મુંબઈ ઇલાકો આવેલો છે. તેના ઉત્તરનો સિંધથી થાણા સુધીનો મુલક તે ગુજરાત કહેવાય છે. ગુજ-રાત નામ "ગુર્જર રાષ્ટ્ર" ઉપરથી પડ્યું છે. ત્યાં પહેલાં ગુર્જર જાતના લોકોએ રાજ્ય સ્થાપ્યું હતું તેથી ગુર્જર રાષ્ટ્ર એટલે ગુર્જ-રોનું રાજ્ય કહેવાયું અને હાલ તે પરથી ગુજરાત કહેવાય છે. ત્યાં ગુજરાતીઓ વસે છે, અને ગુજરાતી ભાષા બોલાય છે.

ગુજરાતની દક્ષિણે આવેલા મુલકને મહારાષ્ટ્ર ( મહા= મોટા + રાષ્ટ્ર= દેશ= મોટા દેશ ) કહે છે. તેમાં આ અંગ્રેજી રાજ્યની પહેલાં, શિવાજી મહારાજે સ્થાપેલું મરાઠાઓનું સ્વતંત્ર મોટું રાજ્ય હતું. એ વિભાગના લોકો મરાઠી ભાષા બોલે છે.

ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં થઇ ગએલાં મહાન સ્ત્રી પુરુષોની હકીકત ત્રીજા ધોરણનાં બાળકો માટે હવે આપવામાં આવે છે.

# વલ્લભીપુરનો નાશ

ગુજરાતમાં હાલ ભાવનગર શહેર છે, તેનાથી થોડે દૂર ચૌદસો વર્ષ પર વલ્લભીપુર નામનું એક મોટું શહેર હતું ત્યાંની પ્રજા પૈસેટકે સુખી હતી. શહેરમાં ઘણા મહેલો, મંદિરો અને બાગબગીચા હતા. વેપારધંધો સારો ચાલતો હતો. તેથી બીજા ગામના લોકો પણ કમાવાને માટે ત્યાં આવીને વસ્યા હતા. એ શહેરના રાજાનું નામ શિલાદિત્ય હતું.

એ શહેરમાં કાકુ નામનો એક મારવાડી આવીને વસ્યો હતો. પહેલાં તે એટલો બધો ગરીબ હતો કે લોકો તેને "રંક" કરીને બોલાવતા હતા. તે મારવાડ છોડીને વલ્લભીપુરમાં આવી રહ્યો. અને વેપારધંધામાં ધીમે ધીમે ઘણું ધન કમાયો અને મોટો કરોડાધિપતિ બન્યો. તેણે સારા બંગલા બંધાવ્યા, દાગીના ઘડાવ્યા અને પોતાની દીકરી માટે રત્ન જડેલી કાંસકી કરાવી. એ કાંસકી શિલાદિત્ય રાજાની કુંવરીના જોવામાં આવી. કુંવરીએ રાજાને કહ્યું કે એ કાંસકી મને ઘણી ગમે છે માટે તે અપાવો. તેથી રાજાએ કાકુ પાસે તે માગી. કાકુએ તે આપવા ના પાડી. રાજાએ કહ્યું કે જેટલા પૈસા જોઈતા હોય તેટલા લો, પણ મારી કુંવરી માટે એ કાંસકી આપો. કાકુએ તોએ તે આપવાની સાફ ના પાડી. એટલે રાજાએ બળજબરીથી એ કાંસકી લઈ લીધી. આ પરથી કાકુને ઘણો ક્રોધ ચઢયો. પોતે તો રાજા સામે તે માટે લડી શકે તેમ નહોતું, તેથી તે સિંધમાં ગયો. ત્યાંના અરબ

રાજાને મળ્યો, સઘળી વાત કહી અને એક કરોડ રૂપીઆ ભેટ આપીને વલ્લભીપુર ઉપર ઓચીંતી ચઢાઈ કરાવી. તે લડાઈમાં શિલાદિત્ય મરાયો અને વલ્લભીપુરનો નાશ થયો.

કાકુ ગરીબાઈમાંથી મોટો પૈસાવાળો આ શહેરમાંજ થયો હતો. તે ઉપકાર પૈસાના અભિમાનમાં એ ભૂલી ગયો. અને પૈસાના જોરે તેણે પોતાના રાજાનો નાશ કરાવ્યો, તેથી તે દેશદ્રોહી કહેવાયો. જે લોકો પોતાના લાભ માટે કે અભિમાનને લીધે, કાકુની પેઠે પોતાના દેશને નુકસાન થાય એવાં કામ કરે તે દેશદ્રોહી એટલે દેશના દુશ્મન કહેવાય.

શિલાદિત્ય રાજાએ સત્તાના બળથી કાકુની કાંસકી લઈ લીધી, એ રાજા તરીકે તેણે ખોટું કામ કર્યું. રાજાનો ધર્મ તો પોતાની રૈયતનાં જાનમાલનું રક્ષણ કરવાનો છે. આ ધર્મ શિલાદિત્ય રાજા ચૂકયો, તો તેનો અને તેના રાજ્યનો નાશ થયો, એવી દંતકથા છે. ગમે તે હોય પણ એટલી વાત તો નક્કી છે કે પરદેશી રાજાએ એ રાજ્યનો નાશ કર્યો છે.

---

## રાણી રૂપસુંદરી અને કુંવર વનરાજ

રાણી રૂપસુંદરી, ગુજરાતના રાજા જયશિખરી ચાવડાની રાણી હતાં. તે ઘણાં રૂપાળાં અને સમજું હતાં. તેના ભાઈનું નામ સુરપાળ હતું. તે પણ બુદ્ધિવાળો, વિશ્વાસુ અને પરાક્રમી

હતો. જયશિખરી ચાવડાએ તેને પોતાની સેનાનો સેનાપતિ નીમ્યો હતો.

જયશિખરીની રાજધાનીનું શહેર પંચાસર નામે હતું. તે કચ્છના નાના રણને કાંઠે ઝીંઝુવાડા ગામ પાસે આવેલું હતું. તે પોતાની પ્રજાના સુખ માટે કાળજી રાખતો હતો, તેથી તેની કીર્તિ દેશે દેશમાં ગવાતી હતી.

દક્ષિણમાં કલ્યાણી નામે ગામ હતું. ત્યાં ભુવડ નામે રાજા હતો. તે અભિમાની હતો. એક દિવસે જયશિખરીના શંકર નામના ભાટે, ભુવડના દરબારમાં જઈ પોતાના રાજા અને રાણીના બહુ વખાણ કર્યાં. ભુવડથી એ સહન ન થયું અને મોટું લશ્કર લઈ જયશિખરી પર ઓચીંતી ચઢાઈ કરી. તે લડાઈમાં બાવન દિવસ સુધી તો જયશિખરી બહાદુરીથી લડ્યો, પણ પછી એને લાગ્યું કે હવે બહુ દિવસ ટકાશે નહિ. તેણે સુરપાળને કહ્યું કે રાણી રૂપસુંદરી બેજીવવાળાં છે. તેને અહિંઆથી લઇ જાઓ અને એમનું રક્ષણ થાય એવી જગ્યાએ મૂકી આવો ! કેમકે કદાચ એમને પુત્ર જન્મશે, તો મારા મરણ પછી, તે મોટો થઇને મારૂં રાજ્ય પાછું મેળવશે !

રાણી રૂપસુંદરીને સુરપાળ છાનીરીતે લઈ ગયો અને જંગલમાં ભીલ લોકોને સોંપીને પાછો પંચાસર જવા નીકળ્યો. રસ્તામાં જયશિખરીના મરણની ખબર સાંભળી, પણ રાણીની સંભાળ રાખવા માટે તે પણ જંગલમાં જતો રહ્યો અને ભુવડથી છુપી રીતે રહેવા લાગ્યો.

થોડા દિવસ પછી રાણીને એક પુત્ર જન્મ્યો. તે વનમાં જન્મ્યો તેથી તેને વનુભા કહેવા લાગ્યા. વનુભાને રમાડી રાણી રૂપસુંદરી દુઃખના દિવસો પારકે ઘેર ગાળતાં હતાં. ત્યાં પણ તેમને શાંતિ નહોતી. તેમને પકડી જવા માટે વારંવાર ભુવડના માણસો શોધવા આવતા હતા. તેથી વારેઘડીએ સંતાઈ રહેવું પડતું, એક જંગલમાંથી બીજા જંગલમાં નાસી જવું પડતું, કોઇ વાર જમવાનું પણ મળતું નહિ. જે આખા ગુજરાતનાં રાણી હતાં તેને આજે આવું આવું દુઃખ પડતું હતું !

એક દિવસે શિલગુણસુરી નામનો જૈન સાધુ ત્યાંથી જતો હતો. તેને એક ઝાડની ડાળીએ ઝોળીની અંદર એક બાળક જોયો. તે બાળકના મુખ પર બહુજ તેજ દીઠું, અને જાણે રાજકુંવર હોય તેમ લાગ્યો. તે વિચાર કરવા લાગ્યો કે ભીલ જેવા ગરીબ માણસનો આ બાળક નજ હોય. રાણી રૂપસુંદરી ક્યાંક ચાલ્યા ગયાં છે તેનો તો આ છોકરો નહિ હોય ? તપાસ કરી તો એ વાત સાચી જણાઈ. પછી રાણીને અને કુંવરને તે પોતાના અપાસરે તેડી ગયો. ત્યાં નામ ફેરવીને રાખ્યાં. એમ કરતાં કુંવર ચૌદ વરસનો થયો. ત્યારે તેનો મામો સુરપાળ તેને પોતાની સાથે જંગલમાં લઈ ગયો. ત્યાં તેઓ ગુફામાં સંતાઇને રહેતા. તેઓએ ભીલ લોકનું કેટલુંક લશ્કર પણ ભેગું કર્યું હતું. તેથી વારેવારે ભુવડના માણસોને લુંટતા તથા ડુંગરો અને જંગલમાં ફર્યા કરતા. આમ રખડીને વનરાજનું શરીર મજબુત બન્યું હતું. તે દુઃખ અને આફત ખમી ખમીને નીડર બની ગયો હતો. અને મામાના આધારે દિવસો પૂરા

કરતો હતો. પણ તેવામાં એના મામા પણ મરી ગયા. આથી રાણી રૂપસુંદરી અને વનરાજ આધાર વગરના અને વધારે દુઃખી થઈ ગયા, છતાં હિમ્મત રાખી, રાજ્ય મેળવવાનાં પ્રયત્ન કર્યા કીધા.

ભુવડે ગુજરાતના રાજ્યની ઉપજ પોતાની દીકરીને આપી હતી. એક દિવસે ભુવડના કેટલાક માણસો તે ઉપજ લઇને જતા હતા. તેમના પર વનરાજે પોતાના ભીલોને લઇને હુમલો કર્યો ને બધું લુંટી લીધું. તે લુંટમાં ચોવીસ હજાર સોના મહોર અને ચાર હજાર ઘોડા મળ્યા. ત્યાર પછી આ પૈસા વડે મોટું લશ્કર ઉભું કરી ગુજરાતનું રાજ્ય જીતી લીધું. પણ પંચાસર ઉજડ જેવું થઈ ગયું હતું તેથી સરસ્વતી નદીને કાંઠે નવી રાજધાની સ્થાપી, તે શહેરનું નામ "અણહીલપુર પાટણ" પાડ્યું. રાણી રૂપપસુંદરી હવે રાજમાતા થયાં અને વનુભા વનરાજ બન્યા.

જયશિખરીએ લાંબો વિચાર કરી રાણીને બચાવી, અને રાણીએ પણ કહ્યું માની, દુઃખમાં દિવસો ગાળ્યા તો આખરે જયશિખરીની આશા પૂરી થઈ અને ગએલું રાજ્ય પચાસ વરસ પછી પણ પાછું મળ્યું !

વનરાજ રાજા થયા ત્યારે પચાસ વરસની ઉમ્મરના હતા. તેમણે ૬૦ વરસ રાજ્ય કર્યું હતું અને એકસો દશ વરસ જીત્યા હતા.

---

# મૂળરાજ સોલંકી



ગુજરાતમાં સામતસિંહ ચાવડો રાજ કરતો હતો. તે વનરાજના વંશનો છેલ્લો રાજા હતો. સામંતસિંહને લીલાદેવી નામની બેન હતી. તેને "રાજ" નામના કુંવર સાથે પરણાવી હતી. એ કુંવર સોલંકી વંશનો હતો.

લીલાદેવીના પુત્રનું નામ મૂળરાજ હતું. મૂળરાજના માતાપિતા નાની ઉમ્મરમાંજ મરણ પામ્યાં હતાં. તેથી તેના મામા સામંતસિંહ તેને પાળતા હતા. મૂળરાજ પર સામંતસિંહને હેત હતું અને રાજકાજનું કામ તેને શીખવતા હતા.

પણ સામંતસિંહને દારૂ પીવાની ટેવ પડી હતી. એક દિવસે દારૂના કેફમાં ખુશી થઇને મૂળરાજને ગાદીએ બેસાડી દીધો. પણ કેફ ઉતરી ગયા પછી ભાન આવ્યું ત્યારે મૂળરાજને ના પાડી. આથી મામાભાણેજ વચ્ચે અણબનાવ રહેવા લાગ્યો. વળી મૂળરાજના કાકા હતા તે મૂળરાજને ખોટી સલાહ આપ્યા કરતા હતા. તેથી મૂળરાજ રોજ પોતાના મામા સાથે તકરાર કરતો કે મને ગાદીએ બેસાડો. આ કંકાસ મટાડવા માટે સામંતસિંહે એક યુક્તિ કરી કે લીંબુ ઉછાળું તેટલી વાર ગાદીએ બેસવું અને તે નીચે પડી જાય એટલે ઉઠી જવું. પણ મૂળરાજ પાક્કો હતો. તેણે પોતાના પક્ષમાં માણસોને લેવા માટે ગાદીએ બેસતો કે તરત બધાને મોટી મોટી બક્ષિસો આપતો. આમ ઘણા દિવસ ચાલ્યું પછી એક દિવસે મૂળરાજ

ગાદીથી ઉઠચોજ નહિ અને પોતાના મામાનું માથું કાપી નાંખ્યું, મામીને મારી નાંખી અને જે જે આડે આવે તેવા હતા તે સર્વેને મારી નાંખી પોતે રાજા થઇ બેઠો. જે ગુજરાતનું રાજ્ય અનેક સંકટો વેઠીને વનરાજે મેળવ્યું હતું, તે સામંતસિંહે દારૂ પીવાની ટેવમાં ગુમાવ્યું !

મૂળરાજે રાજ મેળવવામાં આવું ખોટું કાણ કર્યું હતું પણ પછી તેણે રાજ્ય સારી રીતે ચલાવ્યું હતું. પ્રજાને સુખ આપતો હતો. અને બીજા ઘણા રાજાઓ ઉપર ચઢાઇ કરી તેમને હરાવ્યા હતા. તથા ઘણાં રાજ્યો જીતી લઇને ગુજરાતનું રાજ્ય મોટું બનાવ્યું હતું.

આવો મોટો પરાક્રમી રાજા થયો હતો પણ તેના મનને સુખ નહોતું. તેને ક્યાંય શાંતિ લાગતી નહોતી. પોતાના મામાને અને બીજાઓને વગર વાંકે મારી નાંખ્યાં હતાં તેથી તે પાપથી એ ધ્રુજી જતો હતો અને હંમેશાં જીવ બાળતો હતો કે મેં ઘણું ખોટું અને પાપી કામ કર્યું છે !

એ પાપમાંથી છુટવા માટે તેણે ઘણાં દાન દીધાં, ઘણાં જપતપ કર્યાં, ઘણી જાત્રાઓ કરી, ઘણાં મંદિરો બંધાવ્યાં. પણ શાન્તિ મળીજ નહિ. પછી પોતાના કુંવરને ગાદી સોંપી પોતે સિદ્ધપુરમાં જઇ, પવિત્ર સરસ્વતી નદીને કાંઠે રહ્યો. ત્યાં ઘણા બ્રાહ્મણોને બીજા ગામથી બોલાવીને રાખ્યા. તથા ધર્મધ્યાન કરવા લાગ્યો. તેણે એક સુંદર મંદિર બંધાવવા માંડયું. તે મંદિરનું નામ રૂદ્રમહાલ ( રૂદ્ર=મહાદેવ, મહાલ=મોટું મંદિર

મહાદેવનું મોટું મંદિર. ) પાડયું. પણ તે મંદિર પૂરૂં થતા પહેલાંજ તે સ્વર્ગવાસી થયો.

આ રાજા ડાહ્યો, ચતુર અને પરાક્રમી હતો. પણ ખોટી સલાહથી ખોટું કામ કરેલું, તેથી મરતાં સુધી પણ તેને શાંતિ વળી નહિ !

---

## સોમનાથ મહાદેવ અને મહંમદ ગીજનીની સવારી

કાઠિઆવાડમાં પ્રભાસપાટણ નામે જાત્રાનું ગામ છે. ત્યાં સોમનાથ નામના મહાદેવનું મંદિર છે. તેને સોમનાથ પાટણ પણ કહે છે. આજથી આશરે નવસો વર્ષ ઉપર એ મંદિર બહુજ વખણાતું હતું. તેમજ તેમાં હીરા, માણેક વગેરે ઘણું ધન હતું. મંદિરમાં ઘણા ઘંટ અને ઘંટડીઓ હતી. તે વગાડવા માટે સાંકળ બાંધી હતી. તે સાંકળ બસો મણ સોનાની બનાવેલી હતી. મંદિરના શિખર પર સોનાના કળશ હતા. અને તે ઉપર ભગવી ધજા ફરકતી હતી. મંદિરના અંદરના ભાગમાં છપન થાંભલાવાળો મંડપ હતો. મહાદેવજીની મૂર્તિની આસપાસના થાંભલાઓમાં હીરા, રત્ન જડ્યાં હતાં. અંદર ઘણાં ઝુમરો ટાંગ્યાં હતાં, તેમાં પણ રત્નો જડ્યાં હતાં. રાત્રે જ્યારે દીવા થતા ત્યારે રત્નો ઉપર તેનું અજવાળું પડતું

અને તેથી આખા મંદિરમાં ઝગઝગાટ થઈ રહેતો! મંદિરના દરવાજા સુખડના લાકડાના બનાવેલા અને કોતરકામ કરેલા હતા. શિવલિંગ પાંચહાથ ઉંચું અને બે હાથ પહોળું હતું. જમીનની અંદર બે હાથ જેટલું ઉંડુ હતું. એ મૂર્તિ નીચે પુષ્કળ ધન દાટેલું હતું. આવી કારીગરીવાળું અને ભપકાવાળું મંદિર જોવાનું અને એ મહાદેવજીનાં દર્શન કરવાનું કોને મન ન થાય? એના દર્શન માટે આખા હિન્દુસ્થાનમાંથી લોકો આવતા હતા.

આ મંદિરની શોભા અને કીર્તિ પરદેશમાં પણ ગવાતી હતી. આપણા દેશની બહાર, વાયવ્ય ખૂણા પાસે એક મુલક છે. તેનું નામ અફગાનીસ્થાન છે. તે વખતે ત્યાં મહુંમદ નામનો સુલતાન રાજ કરતો હતો. તેની રાજધાની ગીજની નામના શહેરમાં હતી. તેથી તે મહુંમદ ગીજની કહેવાતો હતો.

આગળના વખતમાં આપણા દેશનો જાતજાતનો માલ અને આપણું કાપડ પરદેશમાં જતું હતું. સઘળી જણસો ઉંટ પર મૂકીને લઈ જતા હતા. મહુંમદ ગીજની નાનો હતો ત્યારે એ ઉંટવાળાઓને અને વેપારીઓને પૂછતો કે તમે કોણ છો? ક્યાંથી આવો છો? ક્યાં જાઓ છો? શું કરવા આવ્યા છો? વેપારીઓ આ બાળકને રાજી કરવા વાતો કરતા. એ વાતો સાંભળીને એને થતું કે હું ક્યારે મોટો થાઉં કે હિન્દુસ્થાનમાં જઈ ધન લુટી લાવું? વળી સોમનાથના મંદિરની મોટાઈની વાત પણ એણે સાંભળી હતી.

તે પછી તે મોટો થયો. અફગાનીસ્થાનનો સુલતાન પણ થયો. પછી વારંવાર હિન્દમાં લુટફાટ કરવા આવવા લાગ્યો

એમ સોળ વાર આવ્યા પછી સત્તરમી વાર તો ખૂબ મોટું લશ્કર લઇને આવ્યો. આ વખતે તેણે સોમનાથ પાટણ પર ચઢાઈ કરી. તેમાં ગુજરાતના રાજા ભીમદેવની સાથે ઘણા રજપુતોએ મંદિરનું રક્ષણ કરવા માટે યુદ્ધ કર્યું, પણ અંતે મહુંમદ ફાવ્યો. રજપુતોનો નાશ થયો અને તે મંદિરમાં પહોંચી ગયો. ત્યાં સેંકડો બ્રાહ્મણો હતા. કેટલાક દુઃખમાંથી બચાવવા પ્રભુને પ્રાર્થના કરતા હતા. તો કેટલાક રસ્તો રોકીને ઉભા હતા. તેમણે મહુમદના કાલાવાલા કરવા માંડ્યા કે જોઇએ એટલું ધન માંગી લો તે અમે આપીશું, પણ તમો અમારૂં મંદિર ના અભડાવો અને મૂર્તિ ના ભાંગો. પણ મહુંમદ તો મૂર્તિ ભાંગનારો હતો. તેથી તેણે બ્રાહ્મણોને કાપી નાંખ્યા અને લોઢાની ડાંગવતી મૂર્તિના કકડા કરી નાંખ્યા, મંદિર લુંટયું, તેના દરવાજા કાઢીને લઇ ગયો, મંદિર ભાંગી નાંખ્યું અને ખૂબ ધન લુંટીને લોહીની નદી વહેવરાવી પાછો ગીજની ચાલ્યો ગયો!

આ વખતે સોમનાથ મહાદેવના રક્ષણને માટે રજપુતો વગેરે બીજા લોકોની પેઠે બ્રાહ્મણોએ પણ સામે થવું જોઇતું હતું. તેઓ રક્ષણ કરવાને બદલે પ્રભુની પ્રાર્થના કરવા બેઠા હતા. પણ તેથી કંઈ પ્રભુ રાજી ન થાય! પ્રભુ તો જે કોઈ કામ કરે તેનેજ મદદ કરે છે. આળસુઓને અને વખત પ્રમાણે ન ચાલે તેને પ્રભુ મદદ કરતો નથી. આથી ઘણા બ્રાહ્મણો કપાઈ મુઆ અને મંદિરનું રક્ષણ કરી શક્યા નહિ.

એ પછી ત્યાં બીજું મંદિર બંધાયું છે. અને પેલું જુનું મંદિર પણ ભાંગેલી હાલતમાં ત્યાં છે.

---

# ગુજરાતના માતા મીનળદેવી

મીનળદેવી દક્ષિણ તરફના રાજાની કુંવરી હતાં. તેને મયણલ્લદેવી પણ કહેતાં. તેઓ શીખેલાંભણેલાં, ચતુર, હોંશિયાર અને દૃઢ મનનાં હતાં. ચિત્રકામ એવું સરસ શિખ્યાં હતાં, કે પોતાની છબી પોતાને હાથે ચીતરી શકતાં હતાં. તેમનાં લગ્ન ગુજરાતના રાજા કરણ સાથે થયાં હતાં.

લગ્ન પછી થોડા વરસે તેમને એક પુત્ર થયો હતો. તેનું નામ જયસિંહ હતું. કુંવર દશેક વરસનો થયો હશે, તેવામાં તેના પિતા કરણ રાજા સ્વર્ગવાસી થયા. આથી રાણી મીનળદેવીના માથે કુંવરને ઉછેરી કેળવવાનું તથા ગુજરાતનું રાજ્ય સંભાળવાનું બેવડું કામ આવી પડ્યું.

રાજ્ય ચલાવવા માટે તેણે મંત્રીઓ નીમીને જુદાં જુદાં કામો સોંપી દીધાં હતાં. સઘળી બાબતમાં દેખરેખ પોતાની રાખી બધી પ્રજાને શાંતિ અને સુખ કરી આપ્યાં હતાં, અને ફરીયાદ સાંભવાનું કામ પોતાના હાથમાં રાખ્યું હતું.

પણ રાજકાજના કામમાં પોતાના કુંવરને કેળવવાનું ચૂક્યાં નહોતાં. જરા મોટી ઉમ્મરે ભણાવવાની સાથે અંગ કસવાની કસરતો અને લશ્કરી તાલીમ અપાવી હતી. તથા પોતાના વડીલોના પરાક્રમથી જાણીતા રાખવા માટે તેને જયશિખરી, વનરાજ અને મૂળરાજના પરાક્રમોની વાતો સંભળાવી હતી.

ભૂગોળનું શિક્ષણ આપવા માટે, રાજા થયા પછી રૈયત પર કરવેરા નાંખીને તેમને સંતાપે નહિ તે માટે અને રૈયતની ખરી હાલત નજરે જુએ તેથી કુંવરને લઈ રાણી મીનળદેવી પોતાના રાજ્યમાં ગામેગામ ફરવા નીકળતાં હતાં. તે વખતે કુંવર પાસે "નોંધપોથી" રખાવતાં અને તેમાં નવાઈની વાતો, ઉપયોગી બાબતો તથા કંઈ યાદ રાખવા જેવું હોય તે નોંધાવી લેતાં. તે વખતમાં લોકોને અને ખેડુતોને ખેતીને માટે પાણીની ઘણી જરૂર હતી. તેથી રાજમાતાએ કુવા, વાવ, તળાવો બંધાવ્યાં હતાં અને તેનો ઉપયોગ કરવાની સર્વેને છુટ આપી હતી. આથી માણસોને અને ઢોરોને પાણીનું સુખ થયું હતું. તથા ખેતીની હાલત સારી રહેતી હતી. વળી ઠામ ઠામ મંદિરો અને ધર્મશાળાઓ બંધાવી હતી. અને પ્રજાને સુખઃદુઃખની વાતો પૂછી તેમને સગવડ કરી આપતાં હતાં.

વીરમગામમાં એક તળાવ બંધાવી, લોકોનું પાણીનું દુઃખ દૂર કર્યું હતું. એ તળાવનું નામ રાજમાતાના નામ પરથી "મયણલ્લસુર" પાડ્યું હતું. હાલ તેને "મોનસુર" કહે છે.

તેવીજ રીતે ધોળકાને ઝાંપે એક તળાવ બંધાવી આપ્યું હતું. લોકો તેને "મયણલ્લ તળાવ" કહેતા હતા. પણ પાછળથી તેનું નામ "મલ્લાવ તળાવ" પડયું હતું.

મલ્લાવ તળાવ વાંકું બંધાયું છે. તેનું કારણ એ હતું, કે એક મારૂતી નામની બાઇનું ઘર એ તળાવવાળી જગામાં હતું. બાઇએ તે ઘર પૈસા લઇને પણ આપ્યું નહિ, તેથી એ તળાવ એટલું વાંકું રહ્યું છે જોકે તળાવનો ઘાટ બગડતો હતો,

તેથી રાજ્યના અમલદારોએ તે બાઇને ઘણી ધમકાવી, રાજ-સત્તા બતાવી તો પણ બાઇએ આપવા હા પાડીજ નહિ. છેવટે રાજમાતાએ તેને બોલાવીને પૂછ્યું, કે હે બાઈ ! તમો રાજના કામમાં પૈસા લઇને પણ કેમ મદદ કરતાં નથી ? પેલી બાઇએ કહ્યું, કે હે રાજમાતા ! આપ આવાં મોટાં મોટાં પરોપકારનાં કામો કરીને, આપનું નામ અમર કરો છો. પણ હું તો ગરીબ છું, તેથી મારૂં નામ શી રીતે અમર કરી શકું ? જો મારા ઘરની જગા ન આપું તો તળાવ ઘાટ વગરનું થાય, તેથી લોકો મને પણ યાદ કરે. માટે હું મારા ઘરની જગા આપવાનીજ નથી. મારૂતીની આ વાત સાંભળી રાજમાતા ખુશી થયાં અને તે ઘર લીધું નહિ, અને તળાવ વાંકું બંધાવ્યું. આ ન્યાયથી રાજમાતાના ગુણ બધે ગવાવા લાગ્યા. અને આજે પણ કહેવાય છે, કે:—

**"ન્યાય જોવો હોય તો મલ્લાવ તળાવ જુઓ."**

રાજમાતા પ્રજાની લાગણી તરફ કેટલું બધું ધ્યાન આપતાં હતાં તે ઉપરની વાતથી જણાઈ આવે છે. વળી પ્રજાની સાચી માંગણી પૂરી પાડવામાં, ભલે રાજ્યને નાણાંનું નુકસાન થતું હોય, તો પણ પ્રજાના કહેવા પ્રમાણે કરતાં હતાં.

તેમના વખતમાં સોમનાથ મહાદેવની જાત્રા જનાર પાસે કર ( જકાત ) લેવામાં આવતો હતો. આથી ગરીબ માણસો એ જાત્રાએ જઈ શકતા નહોતા. એ વાત રાજમાતાના જાણવામાં આવી. તેમને એ કર અન્યાયી લાગ્યો. તેમને

લાગ્યું કે પ્રભુનાં દર્શન સર્વેને મળવાંજ જોઇએ. દર્શન માટે કર ન હોવો જોઇએ. તેથી તે કર સિદ્ધરાજને કહીને કાઢી નંખાવ્યો. અને ગરીબોને દર્શન કરવાની સગવડ કરી આપી. એ કરની ઉપજ દર વર્ષે બોંતેર લાખ રૂપીઆની હતી. છતાં પ્રજાના સુખને માટે એટલી મોટી ખોટ ખુશીથી ખમી !

આવાં દયાળુ, ભલાં, પરોપકારી અને પ્રજાનાં દુઃખે પોતે દુઃખી થનારાં રાણીજીને કોણ યાદ ન કરે ?

જ્યારે કોઈ રાજાનો અન્યાય દીઠામાં આવે છે, ત્યારે આ ન્યાયી રાજમાતાને લોકો યાદ કરે છે. તેઓ પોતાની રૈયતને પોતાના બાળકો જેવી ગણતાં હતાં. જેમ બાળકો કંઈ માગે અને તે માતપિતા આપે, તેમ તેઓ પણ પ્રજાની માગણી પ્રમાણે ઈચ્છા પૂરી કરતાં હતાં, તેથી તેઓ ગુજ-રાતનાં માતા ગણાય છે.

—:o:—

# સિદ્ધરાજ જયસિંહનાં પરાક્રમો

સિદ્ધરાજનું નામ જયસિંહ હતું તે તો આપણે જાણીએ છીએ. પણ મોટી ઉમ્મરે તેઓ જે કામ કરતા તે સિદ્ધ થતું તે પરથી તેમને સિદ્ધરાજ કે સધરાજેસંગ પણ કહેતા હતા.

સિદ્ધરાજ ત્રણેક વરસના નાના હતા. એક દિવસે રાજ-સભામાં કરણ રાજા પધાર્યા પહેલાં રમતા રમતા તેઓ રાજગાદી પર ચઢીને બેસી ગયા. અને તોતડી ભાષામાં કંઈ કંઈ બોલી,

સભાસદોને હસાવા લાગ્યા. તેવામાં કરણરાજા પધાર્યા. એ દેખાવ જોઈ તેઓ પણ હસવા લાગ્યા. પછી મહારાજ સિંહાસને બેસવા ગયા કે કુંવરે બે હાથ લાંબા કર્યું' કે " નહિ બેસવા દઉં. હું માલાજ ( મહારાજ ) થયો છું." એમ કહી પોતાના પિતાને વળગી પડ્યા. પછી કરણ રાજાએ જોશીને પૂછ્યું, કે કુંવરને ગાદીએ બેસાડવાનો કયો દિવસ સારો છે ? જોશીએ તેજ દિવસ સારો કહ્યો. તેથી કરણરાજાએ દરબાર ભરી સિદ્ધરાજને વિધિ પૂર્વક રાજગાદી પર બેસાડ્યા. પછી કરણ રાજાએ અમદાવાદ પાસે કર્ણાવતી નામની નગરી વસાવી અને સાત આઠ વરસ પછી તેઓ સ્વર્ગવાસી થયા.

ત્યાર પછી સિદ્ધરાજે માતા મીનળદેવીની સંભાળમાં રહી રાજ ચલાવ્યું. તેમણે પણ પોતાની માતાની પેઠે જ્યાં જ્યાં જરૂર જણાતી ત્યાં ત્યાં કુવા, વાવ, તળાવો અને મંદિરો બંધાવ્યાં હતાં, અને શહેરો પણ વસાવ્યાં હતાં. તથા આગળના વખતનાં જે જે બાંધકામો અધુરાં હતાં તે પૂરાં કરાવ્યાં હતાં અને જુનાંને સુધરાવ્યાં હતાં. તેમણે એક મોટું તળાવ બંધાવ્યું હતું. તે તળાવની પાળે પાળે સહસ્ર એટલે એક હજાર શિવલિંગ પધરાવ્યાં હતાં તેથી તે " સહસ્રલિંગ " તળાવ કહેવાયું હતું. દરેક શિવલિંગ પાસે પોતાના માતાપિતા હાથ જોડીને ઉભા હોય, તેવી મૂર્તિ ગોઠવાવી હતી.

રાજમાતાના હાથમાંથી પોતાના હાથમાં રાજવહીવટ લીધા પછી સિદ્ધરાજે ઘણા રાજાઓ પર ચઢાઈ કરી, ઘણાં

રાજ્યો જીતી લઇ, ગુજરાતનું રાજ્ય ઘણું વધારી દીધું હતું. ગુજરાતની હદની બહાર માળવામાં યશોવર્મા નામે રાજા હતો. તે રાજા એક વાર રાજમાતા અને સિદ્ધરાજ જાત્રાએ ગયા હતા તે વખતે ચઢી આવ્યો હતો. તે પરથી સિદ્ધરાજે તેના પર ચઢાઈ કરી હતી. ત્યાં બાર વરસ સુધી લડાઈ ચાલી પણ આ બાળરાજાએ ધીરજ છોડી નહિ. આખરે એ રાજાને હરાવ્યો, અને તેની રાજધાની ધારાનગરી લુંટી લીધી.

વળી જુનાગઢના રા'ખેંગાર સાથે પણ લડ્યા હતા. કારણ એ હતું કે રા'ખેંગારની રાણી રાણકદેવી સાથે પ્રથમ સિદ્ધરાજની સગાઈ નક્કી થઈ હતી. પણ વચ્ચે રા'ખેંગાર પરણી ગયા, તેથી ત્યાં ચઢાઈ કરી હતી. છેવટે રા'ખેંગારને માર્યો હતો.

આ ઉપરાંત ઘણા રાજાઓને હરાવ્યા હતા. કેટલાકોને ખંડીયા બનાવ્યા હતા. કેટલાકોને મિત્ર કર્યા હતા. અને પુષ્કળ ધન મેળવ્યું હતું. તે ધનમાંથી દરવર્ષે એક દરોડ રૂપીઆનું દાન કરતા હતા. સિદ્ધરાજ વિદ્યાની કિમ્મત સમજનારા હતા. તેમના વખતમાં હેમાચાર્ય નામના એક વિદ્વાન જૈન સાધુ હતા. તેમણે પોતાનું બનાવેલું વ્યાકરણનું પુસ્તક સિદ્ધરાજને આપ્યું હતું.

સિદ્ધરાજને બાળપણથીજ પોતાના પિતાની ખોટ પડી હતી. પણ તેમની શાણી માતાના શિક્ષણથી તે સ્વપરાક્રમી બન્યા હતા. તે પોતાની પ્રજાના સુખ માટે બહુ કાળજી રાખતા

હતા. તથા પોતાના અમલથી પ્રજા કેવી સુખી કે દુઃખી છે તે જાતે જોઇને ખાત્રી કરવા માટે વેશ બદલીને ફરવા નીકળતા હતા.

સિદ્ધરાજ બહાદુર હતા. પણ અભિમાન અને અજ્ઞાન વધી જવાથી તેમણે કેટલાંક દયાવગરનાં કામો કર્યાં હતાં. રા'ખેંગારને માર્યા પછી રાણકદેવીને હેરાન કરી હતી અને તેના બે કુંવરોને કાપી નાંખ્યા હતા. તથા સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું હતું, ત્યારે ઓડણ જાતની જસમા નામની એક ઘણીજ રૂપાળી મજુર બાઇને પોતાની રાણી થવાનું કહ્યું હતું. જસમાએ ના પાડી હતી. તેથી જસમાને અને તેના ધણીને મારી નાખ્યાં હતાં. સિદ્ધરાજે જો આવાં કામો ન કર્યાં હોત તો તે વખણાયો છે, તેને બદલે તે પુજાત, એવો સારો રાજા હતો. તેણે ઓગણ પચાસ વરસ સુધી રાજ્ય કર્યું હતું. આ પરાક્રમી રાજા પુત્ર વગરનો મરણ પામ્યો હતો.

---

## રાખેંગાર અને રાણકદેવી

રાણકદેવીનો જન્મ સિંધના કોઈક રાજાને ત્યાં થયો હતો. પણ જોશીએ કહ્યું હતું કે આ કુંવરી જ્યાં જશે ત્યાંનો નાશ થશે. તેથી તેના પિતાએ તેને જંગલમાં મૂકાવી દીધી હતી.

તે જંગલમાં એક હડમંત નામનો કુંભાર માટી ખોદવા ગયો હતો. તેના જોવામાં આવી. તેને પોતાને ઘેર લઈ ગયો. તે રાનમાંથી (જંગલમાંથી) મળી હતી તેથી તેનું નામ "રાણકી"

પામ્યું. કુંભારને કંઈ બાળક નહોતું. તેથી તેની સ્ત્રી અને પોતે આ રાણકીને રમાડતાં અને આનંદમાં રહેતાં. પણ કુંભારને ત્યાં આ બાળકી ક્યાંથી આવી? તે કોઈ જાણી જાય, તેથી તે સિંધમાંથી ઘરબાર તજી, કચ્છમાં આવીને વસ્યો.

ત્યાં રાણકી કચ્છના રાજાના જોવામાં આવી. તેનું રૂપ જોઈ રાજા આશ્ચર્ય પામ્યો. તેથી પોતાની સાથે પરણાવવા માટે કુંભારને કહેવડાવ્યું. પણ કુંભારની ઈચ્છા તો આ બાળકીને પોતાની જ્ઞાતિમાં પરણાવીને લહાવો લેવાની હતી. તેથી કચ્છ-માંથી પણ છાનોમાનો નાસી ગયો. અને કાઠિઆવાડ જઈ, જુનાગઢ પાસેના મજેવડી ગામમાં રહ્યો.

રાણકી તો દિવસે દિવસે મોટી થવા લાગી, તેમ તેમ રૂપ વધતું ગયું. એક વખતે ગુજરાતના ભાટોના કહેવાથી રાણકીના રૂપગુણની વાત ગુજરાતના રાજા સિદ્ધરાજના જાણ-વામાં આવી. તેથી રાણકીને પોતાની સાથે પરણાવવા કુંભારને કહ્યું. કુંભાર તો આ વાત સાંભળી ગભરાઈ ગયો. પણ આવા મોટા રાજાને ના પાડી શક્યો નહિ, તેથી સગાઇની હા પાડી. પણ જુનાગઢના રાજા રા'ખેંગારે પોતાની હદમાં રહેતી બાળાને સિદ્ધરાજ પરણી જાય, તે વ્યાજબી ગણ્યું નહિ. અને ગમે તે પ્રકારે લગ્ન કરી તેને જુનાગઢ લઈ ગયા. હવે રાણકી રાણી થયાં અને રાણકદેવી કહેવાયાં.

આ બનાવથી સિદ્ધરાજને બહુ અપમાન લાગ્યું. તેથી તેણે જુનાગઢપર ચઢાઇ કરી. જુનાગઢની ચારેકોર મજબુત

કોટ હતો. રાખેંગારે તેના દરવાજા બંધ કરાવી, શહેરમાં કોઇ પણ દાખલ ન થઈ શકે, એવો પાકો બંદોબસ્ત કર્યો. અને બધે લશ્કર ગોઠવી દીધું. આથી સિદ્ધરાજથી શહેરમાં દાખલ થઈ શકાયું નહિ અને બાર વરસ સુધી શહેરની બહાર પડી રહેવું પડયું.

રાખેંગાર તો પોતાના શહેરનો પૂરતો બંદોબસ્ત કરી, અંદર પોતાની પ્રજા સાથે સુખમાં રહ્યો હતો. રાણકદેવીને બે પુત્ર જન્મ્યા હતા. રા'ખેંગારને બે ભાણેજ હતા. તેઓ પોતાના મામાને ત્યાં તેમનાજ આશ્રયે રહેતા હતા. તેમની સાથે રા'ખેંગારને કંઈક કજીઓ થયો. ભાણેજોને ક્રોધ ચઢયો. પોતાના મામાએ કરેલા ઉપકારો ભૂલી ગયા અને દગો કરી, કપટથી સિદ્ધરાજને તથા તેના લશ્કરને શહેરમાં દાખલ કરી દીધું ! ઓચીંતુ લશ્કર શહેરમાં પેઠું, છતાં રા'ખેંગાર બહાદુરીથી લડયો પણ આખરે મરાયો !

પછી તે ભાણેજોએ પોતાની મામી રાણકદેવી સાથે પણ એવોજ દગો કર્યો અને કપટવાળી વાણી બોલી બારણાં ઉધડાવ્યાં. ભાણેજોએ કહ્યું:—અમારા મામા આવ્યા છે, જખમાયા છે તેથી જલદી બારણાં ઉઘાડો. ભાણેજોનો અવાજ સાંભળી રાણીએ વિશ્વાસે બારણાં ઉધડયાં, તો સામે સિદ્ધરાજને જોયા અને તેથી બહુજ ગુસ્સે થઇ ગયાં !

સિદ્ધરાજે રાણકદેવીને પોતાની રાણી થવા જુદી જુદી રીતે ઘણું સમજાવ્યાં પણ તેણીએ નાજ પાડી. તેથી સિદ્ધરાજે તેના

નાના પુત્રને કાપી નાંખ્યો. તોએ તે ડર્યાં નહિ. પછી બળ-જબરીથી તેના એક દિકરા સાથે લઇને, પોતાના ગામ જવા નીકળ્યો. રસ્તામાં ફરી સમજાવી, તેના બીજા પુત્રને પણ મારી નાંખ્યો. તો એ રાણકદેવી એકજ વાત કહેતાં કે મારો પતિ તો રા'ખેંગાર હતો, હું તેમને મળવા સ્વર્ગમાં જઇશ ! હું તમારી ખોટી વાતને તાબે કદી નહિ થાઉં ! છેવટ તેણી વઢ-વાણ શહેર પાસે સતી થયાં ! હજી તેમની ત્યાં દેવડી છે. લોકો આ સતીના દર્શન કરી, તેમના ગુણો ગાય છે.

રા'ખેંગારે જુનાગઢનો એવો પાકકો બંદોબસ્ત રાખ્યો હતો કે સિદ્ધરાજ અને તેના મોટા લશ્કરે બાર વરસ સુધી રાત અને દિવસ અંદર જવાની અનેક યુક્તિઓ કરી, પણ તેઓ અંદર જઈ શકયા નહિ. આવા હોંશિયાર અને જાગ્રત રાજાના શહેરમાં પણ સિદ્ધરાજને રા'ખેંગારના ભાણેજો લઈ ગયા તેનું કારણ એજ કે પોતાના ઘરની છાની વાત જાણનાર ભાણેજો સાથે રા'ખેંગારે સંકટના વખતમાં વેર કરવામાં ઉતાવળ કરી, તેથી તેનો, એના કુટુંબનો એની પ્રજાનો અને એના રાજ્યનો નાશ થયો !

---

## બાજીરાવ પેશ્વા



છત્રપતિ શિવાજી મહારાજનો પૌત્ર શાહુમહારાજનો મુખ્ય પ્રધાન બાજીરાવ પેશ્વા નામે હતો. શાહુ મહારાજ નાનપણથી ઔરંગજેબના તાબામાં હતા. લગભગ ૧૮ વરસ સુધી મોજમજામાં

રહેલા તેથી રાજ્ય-કારભાર કરવાની મહેનત તેમનાથી થઈ શક્તી નહોતી. માટે તેમણે સઘળી જોખમદારી પ્રથમ બાલાજી વિશ્વનાથને સોંપી હતી. પણ તેના મરણ પછી તે જગ્યા ઉપર તેના પુત્ર બાજીરાવ પેશ્વાને નીમ્યા.



શિવાજી મહારાજના પૌત્ર શાહુ મહારાજ.

બાજીરાવ પેશ્વાને બીજા જે જે સરદારો રાજ્યનો વધારો કરવામાં મદદ કરતા, તેમને શાહુ મહારાજ ભપકાવાળાં નામની પદવી આપતા હતા. જેવી કે શમશેર બહાદુર, અલીજા બહાદુર, સેના સાહેબ સુબા, વગેરે.

બાજીરાવ પેશ્વાએ રાજ્યની વ્યવસ્થા હાથમાં લીધી. અને પોતાના મિત્રો મલ્હારરાવ હોલ્કર, રાણોજી સીંધીયા અને ઉદાજી પવાર તથા બીજા સરદારો અને શાહુ મહારાજના ભરોસાવાળા અમલદારોની મદદથી કામ કરવા માંડયું. બાજી-રાવે પોતાના સરદારોને હિન્દુસ્થાનના જુદા જુદા સ્થળે મોકલા-વીને ગામો જીવવા માંડ્યાં. ઘણી લડાઇમાં તેઓ પોતે જતા




શાહુ મહારાજના મુખ્ય પ્રધાન બાજીરાવ પેશ્વા.

હતા. તેનાથી મરાઠી રાજ્યનો વિસ્તાર વધ્યો અને વસઇનો મુલક પણ તાબામાં આવ્યો. કેટલેક ઠેકાણેથી ધન લેતા, કેટલે ઠેકાણેથી રાજ્યની ઉપજની ચોથાઈ લેતા. કેટલેક ઠેકાણેથી રાજ્યની ઉપજનો દશમો ભાગ લેતા. એમ ઘણાં રાજ્યને મરાઠી રાજ્યને તાબે કરી લીધાં. અને ગ્વાલીયર, ધાર, સાગર, ઝાંસી, ઈન્દોર, નાગપુર, વડોદરા અને અક્કલકોટ વગેરે ઠેકાણે મરાઠી રાજ્ય સ્થાપન થયું. પરંતુ મરાઠા સરદારો કુસંપથી એકમતવાળા રહ્યા નહિ અને હંમેશાં પૈસાની તાણ રહેવા લાગી, તેથી બાજીરાવ પેશ્વાએ જે રાજ્યની વ્યવસ્થા જાળવી હતી, તથા જે રાજ્ય વધાર્યું હતું, તે આગળ જતાં વધારે ટક્યું નહિ. આ પરાક્રમી ને યશસ્વી પેશ્વા એકવાર હિન્દુસ્થાનમાં સવારીએ જતા હતા ત્યાં નર્મદા કાંઠે ઓચીંતો તા. ૨૮–૪–૧૭ મીને રોજ તેઓ સ્વર્ગવાસી થયા.

---

# છત્રપતિ શિવાજી મહારાજની વાતો

શિવાજી મહારાજની કેટલીક વાતો તો તમે વાંચી ગયા છો. તે વખતે મુસલમાન, મોગલ, ફીરંગી, અંગ્રેજ અને હબસીઓ ( સીદીઓ ) ની અમુક અમુક જાતની સત્તા ઓછાવત્તા પ્રમાણમાં આપણા દેશમાં હતી. તે બધાની સામે થઇને શિવાજી મહારાજે મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય સ્થાપવા માટે શું કર્યું હતું અને કેવી હિમ્મત બતાવી હતી તે વાત કરીશું.

શિવાજી મહારાજના પિતાના તાબામાં જાગીર હતી. તે ગામોની તપાસ કરવાને બહાને શિવાજી મહારાજ મહારાષ્ટ્રના મુલકોમાં વારંવાર મુસાફરી કરવા લાગ્યા. ગામેગામના પટેલતલાટીને મળવા લાગ્યા. તેમની સાથે વાત ચીત કરી તેમને દેશસેવાની સમજણ પાડવા માંડી.



ગૌબ્રાહ્મણ પ્રતિપાળ
છત્રપતિ શિવાજી મહારાજ.

આવી મુસાફરીથી તેમને મહારાષ્ટ્રના જાણીતા અને છુપા રસ્તાઓની ખબર પડી. પટેલતલાટીઓ સાથે ઓળખાણ થઈ, તેઓને પોતાના દેશ વિષેનું ભાન કરાવ્યું, તથા કિલ્લા અને ગામોમાં બંદોબસ્ત મજબુત છે કે નબળો છે તેની ખાત્રી થઈ.

શિવાજી મહારાજે વિચાર્યું કે પોતાના રક્ષણને માટે પહાડ ઉપર કિલ્લા હોય તો ઠીક પડે. તેમાં દારૂગોળો અને હથિયાર રાખી શકાય, ખોરાકની ચિજો ભરી મૂકાય, અને લશ્કર પણ સહીસલામત રહી શકે. વળી આ મુલક પહાડી છે તેથી કિલ્લાઓ બાંધી શકાશેજ. પ્રથમ તો તેમણે માવળી જાતના ગરીબ અને પહાડી લોકોને ભેગા કર્યા, કે જેઓ શરીરે ઘણાજ મજબુત હતા. અને પહાડોપર સ્હેલાઈથી ચઢ

ઉતર કરી શકે તેવા હતા તેનું લશ્કર બનાવ્યું. અને તેમની મદદથી કિલ્લાઓ જીતવા માંડયા.

પુના પાસે આવેલો તોરણાનો કિલ્લો પહેલાં જીતી લીધો. પછી વીજાપુર સરકારનો કોંડાણા નામનો કિલ્લો લીધો અને તેનું નામ "સિંહગઢ" પાડ્યું. શિવનેરી, ચાકણ અને પુરંદરના કિલ્લા પણ લીધા. પછી નવા કિલ્લા બંધાવવા માંડ્યા. તેમાં મુરબાદ નામના પહાડ પર રાયગઢ નામનો નવો મજબુત કિલ્લો મુખ્ય હતો.

શિરવાળા પાસેના જંગલમાં ગામ વસાવ્યું અને તેનું નામ શિવપૂર પાડયું. ત્યાં આંબાનાં ઝાડો રોપાવ્યાં અને માળવી તથા કોંકણી જાતના લોકોને વસાવ્યા. તેમને ખેતી વગેરેની સગવડ કરી આપી.

સર્વે કિલ્લા ઉપર રક્ષણને માટે અમલદારો નીમી દીધા. અને મહસુલ ઉધરાવનારા માણસોને પણ નીમ્યા.

કલ્યાણ પ્રાંત અને કોંકણપટીના મુલક માંહેલાં ઘણાં ગામો જીત્યાં અને પોતાના રાજ્યમાં વધારો કર્યો. કલ્યાણ પ્રાંતની દક્ષિણનો ભાગ હબસીઓના તાબામાં હતો. તેઓ વહાણો અને દરીઆઈ લશ્કર રાખતા હતા. અને વેપારનાં તથા મક્કે જનાર જાત્રાળુઓનાં વહાણોનું રક્ષણ કરતા હતા. તેમનું મુખ્ય મથક જંજીરામાં હતું. આ લોકો શિવાજી મહારાજના દરીયા કાંઠેના ગામોમાં તોફાન કરી હેરાન કરતા. તેથી લડાઈ થતી. તેની સામે પહોંચી વળવા માટે તથા દરીયા માર્ગે વેપાર કરવા માટે

શિવાજી મહારાજે પણ વહાણો બંધાવ્યાં અને તેમાં દશ લાખ રૂપીઆ ખરચ્યા. અને તેના રક્ષણને માટે કિલ્લાઓ બાંધ્યા.

આથી હબસીઓને પોતાની સત્તા જવાની ખરેખરી બીક પેઠી. તેથી પોતાનો વકીલ મોકલાવી મિત્ર થવાનું કહેવડાવ્યું. તે પરથી શિવાજી મહારાજે દર વર્ષે અમુક તોપો, દારૂગોળો હબસીએ આપવો અને તોફાન ન કરવાની શરતે સંધી કરી.

શિવાજી મહારાજ અતિશય ચાલાક બુદ્ધિવાળા હતા. તેમણે કિલ્લાઓથી રાજ્યની મજબુતાઇ વધારી હતી. મહેસુલ પદ્ધતિમાં પહેલાં અનાજ લેવાતું હતું, તેને બદલે રોકડાં નાણાં લેવાનો રિવાજ દાખલ કરી, રૈયતને સુખી કરી હતી. રાજ્યના રક્ષણને માટે જમીન પરનું અને દરીયા પરનું લશ્કર ઉભું કર્યું હતું. અને રાજ્યવ્યવસ્થા માટે આઠ પ્રધાનો નીમી જુદાં જુદાં કામો સોંપી, કામના ભાગ પાડી નાખ્યા હતા. આમ સર્વ પ્રકારની ગોઠવણ કરી તેમણે મોટું અને મજબુત રાજ્ય સ્થાપ્યું. તથા પોતાની પ્રજાને સુખી રાખી. રાજના નોકરોના મરણ પછી તેના કુટુંબના ભરણ પોષણ માટે બંદોબસ્ત કરતા તોજ તેઓ રાજ્ય ટકાવી શકયા હતા! તેમનો જન્મ તા. ૭–૪–૧૬૨૭ ને રોજ થયો હતો. તેમણે તા. ૫–૬–૧૬૭૪ ને રોજ સ્વતંત્ર રાજ્ય સ્થાપી. પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો હતો. સ્વદેશ ઉપર પ્રેમ રાખનાર આ મહાન પુરૂષ તા. ૪–૪–૧૬૮૦ ને રોજ તેપન વરસની ઉમ્મરે સ્વર્ગવાસી થયા હતા.

---

# દેવી અહલ્યાબાઈ હોલ્કર



આપણા દેશમાં ઉત્તરે ઈન્દોરનું રાજ્ય છે. દેવી અહલ્યાબાઈ હોલ્કર ત્યાંનાં રાણી હતાં. અહલ્યાબાઈ નાંની ઉમરમાં વિધવા થયાં હતાં. તેમના કુટુંબમાં પુરુષ વારસદાર કોઈ નહોતો, તેથી રાજ્ય કારભાર તેઓ પોતે ચલાવતાં હતાં.



પરોપકારી રાણી
દેવી અહલ્યાબાઈ હોલ્કર.

તેમના એક જુના દિવાન હતા. તે રાજ્યસત્તાનો લોભી હતો. તેણે અહલ્યાબાઈની વિધવા પત્રવધુને પોતાના પક્ષમાં લઈ એક છોકરો દત્તક લેવડાવ્યો. અને તેને ઈન્દોરનો રાજા ઠરાવી તેના વતી પોતે રાજ્યસત્તા હાથમાં લેવાની ખટપટ કરવા લાગ્યો. પણ અહલ્યાબાઈની હોંશિયારી પાસે તે ફાવી શક્યો નહિ.

અગાઉના વખતમાં ઇન્દોર પેશ્વાના તાબામાં હતું. એ દિવાને પેશ્વાને લખી જણાવ્યું, કે અહલ્યાબાઇથી સારી રીતે રાજકારભાર થઈ શકતો નથી. એક સ્ત્રીથી રાજ્ય ચલાવી શકાય

નહિ.તેમની વિધવા પુત્રવધુએ એક છોકરાને દત્તક લીધો છે. તેના વતી હું રાજ્યકારભાર ચલાવી શકું તેમ છું. આ પરથી રાઘોબાએ લખી મોકલ્યું કે દિવાનને રાજ્ય ચલાવવા દેવું. અને જો એ બાઈ ના માને તો તેની સાથે લડાઈ કરવી. પણ આ સઘળી બાબત ઘણી ચાલાકીથી અહલ્યાબાઈ જાણી ગયાં હતાં. તેણે રાઘોબા પેશ્વાને જણાવી દીધું, કે આ રાજ્યની માલીક હું એકલી છું તેથી રાજ્યનો કારભાર હું મારી મરજીમાં આવે તે પ્રમાણે કરીશ. મારા રાજ્યમાં બીજા કોઇને હાથ નાંખવાનો અધિકાર નથી. છતાં આપ લડાઈ કરવા આવશો તો તેમાં આપની બહાદુરી જણાશે નહિ. કદાચ મને જીતશો તો પણ માન કે શોભા પામશો નહિ, મારાથી હારી જશો તો એક સ્ત્રીને હાથે હાર્યા એમ આપની જગતમાં નીંદા થશે. માટે વિચાર કરીને કામ કરજો."

આવો પત્ર વાંચી પેશ્વા રાઘોબાદાદા તો એ બાઇની હિમ્મત અને ચતુરાઈ જોઈ આશ્ચર્ય પામી ગયા! તેમણે લખી મોકલ્યું કે અહલ્યાબાઇએ ઈન્દોર રાજ્યનો વહીવટ કરવો.

અહલ્યાબાઈ નાનાપણથીજ ચાલાક અને શૂરવીર હતાં. ઘોડે બેસી પોતાના પતિ સાથે શિકાર કરવાં જતાં. એમનામાં ખાસ ગુણ એ હતો કે સારા નઠારા માણસને ઝટ ઓળખી શકતાં હતાં. તેઓ દયાળુ, હસમુખાં અને ધીરજવાળાં હતાં, પણ જુઠી વાતની એમને ઘણીજ ચીઢ હતી. કંઈ ખોટું કામ થતું ત્યારે એટલાં બધાં ગુસ્સે થઈ જતાં કે તેમને જોઈ મોટા મોટા અમલદારો પણ થથરી જતા હતા!

તેમણે પોતાની પ્રજાને સુખી કરવા માટે બહુજ કાળજી રાખી હતી. પ્રજાની ફરીયાદ જાતે સાંભળતાં હતાં. રાજકાજમાં ઘણા સુધારા કર્યા હતા. ગરીબો તરફ બહુ દયા રાખતાં હતાં અને ઘણું દાન દેતાં હતાં. મુસાફરો માટે ધર્મશાળાઓ બંધાવી હતી. માણસો, ઢોરો અને ખેતીને માટે કુવા, વાવ ને તળાવો બંધાવ્યાં હતાં. ઠેકાણે ઠેકાણે સદાવ્રત માંડ્યાં હતાં. ઉનાળામાં માણસો અને જાનવરોને માટે પરબો મંડાવતાં હતાં.

એમને દેવદેવસ્થાન અને તીર્થયાત્રા પર બહુ પ્રેમ હતો. નદી કાંઠે ઘાટ બંધાવ્યા હતા. એવો એક ઘાટ કાશીમાં ગંગા કાંઠે છે. તે અહલ્યાબાઇનો ઘાટ કહેવાય છે.

પોતાની રૈયતની અને બીજા માણસોની દયા જાણનાર, તેમની સંભાળ રાખનાર, આવાં પરોપકારી રાણીને લોકો પૂજે તેમાં કંઈ નવાઈ છે ? લોકોએ કેટલેક ઠેકાણે અહલ્યાબાઈની મૂર્તિ પધરાવી છે.

તેઓ તદ્દન સાદાં કપડાં પહેરતાં હતાં. રોજ સૂર્ય ઉગ્યા પહેલાં ઉઠતાં અને આખો દિવસ વખત પત્રક પ્રમાણે કામ કરતાં તથા પ્રભુ ભજનમાં દિવસ ગાળતાં હતાં. હિન્દુસ્થાનના રાજ્યકર્તાઓમાં અને ધર્મમાં પ્રેમ રાખનારમાં, જે જે પ્રખ્યાત થઈ ગયા છે, તેમાં અહલ્યાબાઈની પણ ગણત્રી થાય છે. આ બાઇએ ત્રીસ વરસ સુધી રાજ્ય ચલાવી, પ્રજાનું કલ્યાણ કર્યું હતું. એમના સ્વર્ગવાસથી એ ભલાં રાણીની ખોટ આપણા દેશને પડી છે !

---

# નાના ફડનવીસ

ઘણાં વર્ષ પહેલાં પુનામાં માધવરાવ નામનો પેશ્વા હતો. તેમના વખતમાં હિસાબી કામ કરનાર અમલદારનું નામ " નાના જનાર્દન ભાનુ " હતું. પણ હિસાબી કામ કરનારને ફડનવીસ કહે છે, તે પ્રમાણે તેમનું ટુંકું નામ " નાના ફડનવીસ " બોલાતું.



રાજભક્ત નાના ફડનવીસ.

નાના ફડનવીસ શરીરે નબળા હતા, પણ ઘણા વિદ્વાન હતા. એમને પ્રભુ-ભક્તિમાં ઘણી પ્રીતિ હતી. ગમે તેવાં કઠણ કામ, વિચાર કરીને કરી શક્તા હતા. માધવરાવ પેશ્વાનો તેમના પર પૂરેપૂરો વિશ્વાસ હતો. માધવરાવ પેશ્વાને પુત્ર નહોતો. તેથી તેમણે મરતી વખતે પોતાના રાજ્યની સત્તા પોતાના નાનાભાઈ નારાયણરાવને આપવાનું નક્કી કરી, તેની સંભાળ રાખવાનું કામ સખારામ બાપુ અને **નાના ફડનવીસને** સોંપ્યું હતું.

માધવરાવ પેશ્વાનો કાકા રઘુનાથરાવ નામે હતો. તેમને રાજસત્તાનો ઘણો લોભ હતો. તેઓ રાજ્ય મેળવવા માટે અનેક ખટપટ કરતા હતા.

માધવરાવ પેશ્વાના મરણ પછી નારાયણરાવને ગાદી મળી. પણ રઘુનાથરાવે તેનું ખૂન કરાવી પોતે ગાદીએ બેઠા. બે ત્રણ મહિના રાજ્ય ચલાવ્યું. પણ ખૂનની વાત જાહેર થઈ ગઈ, તેથી તેમને ઉઠાડી મૂક્યા. તે વખતે મરનાર નારાયણ-રાવની વિધવા ગંગાબાઈ બેજીવવાળાં હતાં તેને પુત્ર થયો. તેનું નામ સવાઈ માધવરાવ પાડયું. એ બાળક ૪૦ દિવસનો થયો કે તેને ગાદીએ બેસાડી દીધો અને તેના વતી રાજ્યનો કારભાર નાના ફડનવીસ કરવા લાગ્યા. અનેક દુષ્મનો વચ્ચે સવાઈ માધવરાવનો જીવ બચાવવાનું કામ ઘણું મૂશ્કેલ હતું. એ કામ નાના ફડનવીસે ઘણી હોંશિયારીથી કર્યું. સવાઈ માધવરાવને ઉછેરવામાં સંભાળ રાખી, ભણાવી હોંશિયાર કર્યો અને સઘળા દુષ્મનોને ફાવવા દીધા નહિ.

પેશ્વા સવાઈ માધવરાવને બાળક જાણીને નિઝામ, હૈદર વગેરે ચઢી આવ્યા. તેમાં દાદા રઘુનાથરાવ તો પહેલાંથીજ આડા ચાલતા હતા. તેમણે અંગ્રેજોની મદદ લીધી. અંગ્રેજોએ મદદ કરવાના બદલામાં ઘણી શરતો કરાવી. ઘણો મુલક માગ્યો અને અંગ્રેજી લશ્કર રાખવાનું કહ્યું. પણ નાના ફડનવીસના હાથમાં જ્યાં સુધી સત્તા હતી, ત્યાં સુધી અંગ્રેજી લશ્કર રાખવા દીધુંજ નહિ. તેમણે પોતાની બુદ્ધિના પ્રતાપે એવી સંભાળથી રાજ્ય વહીવટ કર્યો, કે અંગ્રેજોને સામી સંધી કરવી પડી હતી.

આ પ્રમાણે ચતુરાઈ અને હોંશિયારીથી રાજ્યની મોટાઈ તેમણે ટકાવી રાખી હતી. પણ તેમના દુશ્મનો સવાઈ માધવરાવ પેશ્વાને ખોટી ખોટી વાતો કરી ચઢાવ્યા કરતા હતા, કે પેશ્વા સરકાર આપ છો અને નાના ફડનવીસ આટલી બધી સત્તા શાને ભોગવે ? પણ સવાઈ માધવરાવ સારી પેઠે સમજતો હતો અને કહેતો કે નાના ફડનવીસને લીધેજ આ રાજ્યની મોટાઈ ટકી રહી છે ! એ ન હોય તો આટલા બધા અને જબરા દુશ્મનો સામે એક દિવસ પણ ટકી શકું તેમ નથી !

સવાઈ માધવરાવ પેશ્વા ટૂંક આયુષ ભોગવી મરણ પામ્યા અને તેની જગાએ "બાજીરાવ" પેશ્વા થયા. તેમનામાં અક્કલ ઓછી હતી. તેણે લોકોની શિખામણથી નાના ફડનવીસને કેદમાં નાંખ્યો ! અને ત્યારથી પેશ્વાઈ રાજ્યની પડતી દશા બેઠી !

જે નાના ફડનવીસે પેશ્વા સવાઈ માધવરાવનો જીવ બચાવી મોટો કર્યો હતો, જેણે પેશ્વા સરકારનું રાજ્ય દુશ્મનોના હાથમાં જતું બચાવ્યું હતું, જેણે પેશ્વા રાજ્યની મોટાઈ જાળવી રાખવા માટે પોતાના જીવની દરકાર કરી નહોતી, એવા રાજ્યના સાચા સેવક નાના ફડનવીસને વગર વાંકે પોતાના રાજાના હાથેજ ઘડપણમાં કેદખાનામાં પડવું પડયું હતું !

આ રાજભક્ત બુદ્ધિશાળી મહાન પુરૂષ અઠાવન વર્ષની ઉમ્મરે તા. ૧૩–૩–૧૮૦૦ માં સ્વર્ગવાસી થયા હતા. એમના મરણથી આપણા આખા દેશમાં શોક પથરાઈ રહ્યો હતો.

**સ્વતંત્ર મહારાષ્ટ્રનો સ્વદેશાભિમાની છેલ્લો પુરુષ નાના ફડનવીસ હતો.**

---

# મહારાણી લક્ષ્મીબાઈ

કાશીમાં મોરોપંત અને ભાગીરથીબાઈ નામનાં માતા-પિતાને ત્યાં મહારાણી લક્ષ્મીબાઇનો જન્મ થયો હતો. પિતાને ત્યાં એમનું નામ મનુબાઈ પાડયું હતું. જોશીઓ કહેતા હતા, કે આ કન્યા રાજયરાણી થશે. તેઓ નાનાં હતાં, ત્યારે તેમનું રૂપ જોઈ તેને સૌ " છબીલી " કહીને બોલાવતાં.



વીરાંગના મહારાણી દેવી લક્ષ્મીબાઈ.

તેઓ એક સાધારણ હાલતના કુટુંબમાં જન્મ્યાં હતાં. છતાં પેશ્વા રાજકુટુંબમાં ઉછર્યાં હતાં તેથી ઘોડે બેસતાં, તલવાર ફેરવતાં, પટા ખેલતાં શીખ્યાં હતા. એક વાર હાથી પર સવારી કરવાની તેમણે હઠ લીધી હતી, તેથી તેમના પિતાએ ગુસ્સે થઇને કહ્યું હતું કે તારા નશીબમાં હાથી ક્યાંથી હશે ? ત્યારે તેમણે ઉત્તર આપ્યો હતો કે એક તો નહિ પણ મારા નશીબમાં દશવીશ હાથી છે. તે વખતે આ શબ્દો રમત જેવા લાગ્યા હતા, પણ ખરેખર તેઓ પરણ્યાં પછી ઘણા હાથીનાં માલીક થયાં હતાં.

તેઓની બાળપણની રમત પણ જાણવા જેવી હતી. નાનાં હતાં ત્યારે પતંગ ચગાવવા, કુદડી ફરવી, છોકરીઓમાં રાણી બનવું, બીજી બાળાઓને નોકર રાખવી, કોઇએ કામ ન કર્યું હોય તેને દંડ કરવો એટલે રમતના ખાવામાંથી કંઈ ભાગ ન આપવો વગેરે બાળપણથીજ તેમનો સ્વભાવ હતો. રમતમાં પણ તેઓ હુકમ બજાવતાં હતાં.

તે મોટાં થયાં તેવામાં ઝાંસીના મહારાજ ગંગાધરરાવનાં પત્ની સ્વર્ગવાસી થયાં હતાં, તેથી તેમનું વેવિશાળ ગંગાધરરાવ મહારાજ સાથે થયું.

જે દિવસે વહુવરને વળાવવાનો વરઘોડો કાઢવામાં આવ્યો, અને ગંગાધરરાવ મહારાજે નવી રાણી સાથે રાજમહેલમાં પ્રવેશ કર્યો, તે દિવસે ઝાંસીના લોકોને એમજ લાગ્યું, કે જાણે સાક્ષાત લક્ષ્મીદેવીજ પધાર્યાં ! અને મનુબાઈનું નામ તેજ દિવસે લક્ષ્મીબાઈ પાડયું.

લક્ષ્મીબાઈના પિતા મોરો પંતને સ્વપ્ને પણ ખબર નહોતી, કે મારી પુત્રી રાજ્યની રાણી થશે. પણ જ્યારે આ બનાવ બન્યો ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ ! કહેવાય છે, કે:—

"**કર્મ કરે તે ન કરે માને બાપજો**" એમ મનુબાઈના સંબંધમાં બન્યું. લગ્ન વખતે ગોરે છેડાછેડી બાંધવા માંડી, ત્યારે મનુબાઇએ કહ્યું કે "મહારાજ ખૂબ મજબુત ગાંઠ બાંધજો." લોકો તેમના આ શબ્દોનો અર્થ સમજી ચકીત થઈ ગયા.

મહારાજા ગંગાધરરાવ સાથે પરણ્યાથી લક્ષ્મીબાઈ રાણી થયાં. પણ તે સુખ ઝાઝો વખત શાન્તિથી ભોગવી શક્યાં નહિ. તેમને એક પુત્ર થયો અને ત્રણ માસમાંજ ગુજરી ગયો. મહારાજ ગંગાધરરાવને પણ સંગ્રહણીનો રોગ થયો અને જ્યારે બચવાની આશા ન રહી, ત્યારે એક છોકરાને દત્તક લીધો અને તે માટેનો કાગળ લખીને અંગ્રેજ સરકારના મોટા અમલદાર ઉપર મોકલ્યો. ત્યાર પછી સને ૧૮૫૩ ના નવેમ્બર માસમાં મહારાજ સ્વર્ગવાસી થયા. આ વખતે મહારાજ ગંગાધરરાવના મરણ સમયના લખાણ પ્રમાણે મહારાણી લક્ષ્મીબાઇએ રાજકારભાર કર્યો.

પણ ના૦ ગવરનર જનરલ સાહેબે દત્તક લેવાની બાબત કબુલ કરી નહિ, તેથી અંગ્રેજ સરકાર તરફથી તા. ૭—૩—૧૮૫૪ ના દિવસે આવેલા હુકમ પ્રમાણે ઝાંસી સંસ્થાન બ્રિટિશ સરકારના અમલમાં સામેલ કરવામાં આવ્યું. ત્યાં અંગ્રેજી લશ્કર રાખ્યું અને મહારાણી સાહેબને પાંચ હજાર

રૂપીઆનો પગાર બાંધી આપ્યો, (પેન્શન આપ્યું,) તથા રાજમહેલ વાપરવા આપ્યો.

ત્યાર પછી સને ૧૮૫૭ ની સાલમાં દેશી સિપાઈઓએ મધ્યહિન્દુસ્થાનમાં અંગ્રેજો સામે બળવો કર્યો. ત્યારે ઝાંસીના દેશી સીપાઈઓએ પણ ઝાંસીના કિલ્લા પર હલ્લો કર્યો, તે કિલ્લો લીધો અને અંગ્રેજોને કાપી નાંખ્યા. આ વેળા મહારાણી લક્ષ્મીબાઈએ બચેલા અંગ્રેજોને ઘણી મદદ કરી. મડમોને પોતાના મહેલમાં આશ્રય આપ્યો અને ત્રણ દિવસ સુધી અંગ્રેજોને ખાવાનું મોકલાવ્યું. ત્યાર પછી જે જે લોકો ચઢી આવ્યા, તેના હુમલાઓ અટકાવી, અંગ્રેજોની ગેરહાજરીમાં નવ દશ મહિના સુધી ઘણી કુશળતાથી રાજ્ય ચલાવ્યું. છતાં અંગ્રેજોને વહેમ પડયો કે મહારાણી લક્ષ્મીબાઇ પણ હુલ્લડખોરો સાથે મળેલાં છે. આથી અંગ્રેજોનું મોટું લશ્કર ઝાંસી પર ચઢી આવ્યું. ત્યારે બાર દિવસ સુધી તેઓ બહાદુરીથી લડયાં. અને હિમ્મતથી અંગ્રેજના લશ્કરની વચ્ચેથી પોતાના પુત્રને લઇને નાસી ગયાં. ત્યાંથી કાલ્પી ગયા. પેશ્વા પાસે રહ્યાં. પણ ફરી અંગ્રેજો ચઢી આવ્યા તેથી બીજા મરાઠાઓની સાથે, અંગ્રેજો સામે ગ્વાલીયરના સમરાંગણમાં શૂરવીર યોદ્ધાની પેઠે લડયાં. તેમનું શરીર અનેક ઘાથી ઘવાઈ ગયું, લોહીની ધારાઓ વહેવા લાગી તો પણ પોતાનું શરીર બીજાના હાથમાં ન જાય તેટલા માટે ત્યાંથી નાઠાં અને રસ્તામાં તેઓ સ્વર્ગવાસી થયાં ! !

આ મહારાણીમાં અનેક ગુણો હતા. તેમાંથી થોડાની વાતો જાણીએ તો પણ ઘણું શીખવાનું મળે તેમ છે.

તેમના પતિના મંદવાડમાં ચાકરી કરનાર ઘણાં દાસદાસી હતાં, તો પણ અખંડ ઉજાગરા કરીને અને ખાવા પીવાનું તજીને પોતે ચાકરી કરી હતી.

પોતાની પ્રજાને ન્યાય આપવામાં ઘણીજ કાળજી રાખતાં હતાં અને પોતાના બાળકો જેવી ગણી તેમના સુખદુઃખ સાંભળતાં હતાં.

તેઓ નિયમિત રહેતાં, પ્રભુમાં તેમને ઘણો ભાવ હતો, તેમજ ગરીબો તરફ ઘણી દયા રાખતાં હતાં.

તેમનામાં ખાસ કરીને મરદાઈ વારંવાર દેખાતી હતી. જ્યારે તેઓ રાજકચેરીમાં જતાં અથવા દર્શન કરવા જતાં, ત્યારે ઘણે ભાગે પુરુષનો પોશાક પહેરતાં. પાયજામો, અંગરખું, ફેંટો, ખેસ તથા રત્નજડીત તલવાર કમ્મરે રાખતાં અને ચક નંખાવી દરબારમાં ગાદી તકીએ બેસતાં. ત્યાં કામનો નીકાલ તરતજ કરાવી દેતાં. કેટલાક કાગળોના જવાબ તો પોતાને હાથેજ લખતાં એવાં વિદ્વાન પણ હતાં.

લડાઈમાં અને તે પણ રણમેદાનની વચ્ચે પુરુષોની બરોબર લડી શકતાં, તે એટલે સુધી કે તેમનું આખું શરીર ઘાથી વિંધાઈ ગયું હતું, તેવામાં દુશ્મને એવો ઘા માર્યો કે

તેમની આંખ તરફનો સઘળો ભાગ કપાઈ ગયો, તો પણ પાછળ ફરી તેમણે સામો ઘા કર્યો હતો !

તેઓ સારાં સ્ત્રી તરીકે, માતા તરીકે કે કુશળતાથી રાજ્ય ચલાવનાર રાણી તરીકે જેટલાં શોભ્યાં છે તે કરતાં **વીરાંગના** તરીકે વધારે શોભ્યાં છે અને આપણા દેશને વધારે શોભાવ્યો છે.

અંગ્રેજ સરકાર સાથે રણમેદાનમાં લડવામાં આપણા દેશની સ્ત્રીઓમાં **મહારાણી લક્ષ્મીબાઈ પહેલાં સ્ત્રી હતાં.**



